# ॥ श्रीमद् भगवद्गीता. ॥

## પ્રથમ અધ્યાય.

ટીકાકાર—ભટ્ટ રામશંકર મોનજી
મોક્ષમ દીર—અમદાવાદ



પ્રગટ કરનાર—શા સુંદરદાસ લાલજી.
મેસર્સ જેઠાભાઈ હીરજીની કું.
કાપડના વેપારી મુળજી જેઠા મારકીટ
મુંબાઈ નં ૨

| | |
|---|---|
| બીજી આવૃત્તિ | કીમત ૦—૩—૦ |
| બીજો અધ્યાય તૈયાર થાય છે | ૦—૩—૦ |



સંવત ૧૯૭૯ ફાગણ સુદી ૧૧
દરેક નકલે પોસ્ટેજનો એક આનો જુદો
( [illegible] ૫૦૦ )

# શ્રીમદ્ ભગવદ્ગીતા.



## વિનતિ.

વ્હાલા હરિજનો—આ પવિત્ર પુસ્તક આપના હાથમા મૂકતાં મને કાઇ દુ ખ થાય છે તે દુ ખ સામે આપે જરૂર જોવુ ઘટે છે આ દુ ખ તે એ છે કે, તમારામાના ઘણા ભાઇઓને, તેમજ ઘણી બ્હેનોને એવી કુટેવ પડી ગઇ છે કે—જે પુસ્તક આવે તે લેવુ ખરૂ—પણ લીધા પછી એ ત્રણ પાના આમ તેમ વાચીને તે પુસ્તકના સામુ જોવુ નથી, અને પછી જ્યા ત્યા ફેકી દ્યો છો નાક સાફ કરવા માટે અગર બુટ સાફ કરવા રૂમાલ રાખો છો, પણ પુસ્તક બાધવા કપડાનો એક કકડો પણ વાપરતા નથી યુરોપ અમેરિકાના વિદ્વાનો પણ આ પુસ્તકને જોઇને ફીદા થઇ જાય છે દરેક સપ્રદાય અગર પથોમા આ ગ્રન્થ સત્કાર પામેલો છે સેવનારાને કામધેનુ જેવો છે, માટે લ્યો ખરા, પણ કપડાથી બાધજો અને નીચેના નિવેદનના વિષયથી, ભલે ધીમે ધીમે વાચો પણ, એકે એક લીટી વાચજોજી એક શબ્દ પણ છોડવા જેવો નથી સમજુને વધારે શુ કહુ !



## નિવેદન.

સવત ૧૯૭૪ ના શ્રાવણ માસથી, હજી સુધી સવારના કથા પ્રસગમા શ્રીમદ્ ભાગવત્ વચાય છે આ (૭૯) ના શ્રાવણ માસે ભાગવત્ પુરૂ થઇ રહેવા સભવ છે તે પછી સવારમા ગીતા વાચવાની પ્રેરણા થઈ છે ભણાવવાના રૂપમા કથા · કરવાની મારી ઢબ છે, તેથી આ મડળના અધિકારીઓ માટે સાદિ ઢબથી લખાએલા, તથા થોડામા ઘણુ જ્ઞાન મળે તેવા ગીતાના પુસ્તકો તૈયાર કરવાની મને જરૂર જણાઈ છે

અત્યાર સુધીમા ગીતા ઉપર ઘણા ભાષાતરો થયા છે તેમાના કેટલાએક, મે પ્યારથી વાચ્યા પણ છે હુ તો તેઓના જેવા વિદ્વતાભરેલા ભાષાતરો લખી શકુ તેમ નથી ત્યારે મારે આ પ્રવૃત્તિ શા માટે કરવી જોઇએ ? એવો પ્રશ્ન મારા હૃદયમાં થયો તેના જવાબમા મને એવુ લાગ્યું કે—અત્યાર સુધીમા થએલા ભાષાતરો વિદ્વાનોના છે—અને વિદ્વાનો તેનો સારી રીતે લાભ લે છે મારા જેવા અભણની સમજણ પ્રમાણે લખાએલા ભાષાતરો નથી—અને હશે તો જુજ હશે ત્યારે એમ શકા થાય કે અભણના ભાષાતરથી લાભ શુ ? તો તે પણ સાભળો

૧ ભલે વિદ્વાનોને મારા ભાષાતરની જરૂર ન જણાય પણ અભણને તો આ ભાષાતર ઘણુજ ઉપયોગી થશે આ ગ્રન્થ સુગમતાથી ભણી શકાય તેવા હેતુથી ગ્રન્થને જેમ બને તેમ સાદો અને સરલ બનાવ્યો છે

[ આ કારણના પેટામા મારે આપને એવુ પણ જણાવવુ જોઇએ કે—દેશમા ગુજરાતી ભાષા બોલનારા મનુષ્યોની સખ્યાના પ્રમાણમા વિદ્વાનો માત્ર બે આની હશે બેઆનીમાથી એકઆની આળસુ—મોજીલા—અગર વાદ કરવામા શુરા હશે એટલે બાકી ખાતાના એક આની મનુષ્યોજ—ડરતા ડરતા કહુ છઉ—વિદ્વતા ભરેલા ભાષાતરોનો લાભ લેતા હશે આ બે આની વિદ્વાનો બાદ જતા પાછળ ચોદ આની અભણ મનુષ્યો રહ્યા તેમાથી સાત આની—આળસુ, મોજીલા નાસ્તિક અને નિરક્ષર—બાદ કરતા બાકી સાત આની મનુષ્યો કાઈક ઠીક રહે,—હજી આમાથી ત્રણ આની શીથીળ ભાગ કાઢી નાખીએ તો ચાર આની ભાગ શ્રદ્ધાળુ અને પ્રેમી નીકળી શકે મારો પ્રયત્ન આ ચાર આની માટે છે ]

૨ આ ગ્રન્થ લખવામા મને પોતાને એક ખાસ લાભ થયો છે તે પણ કહી દઉ જ્યારથી ( સવત ૧૮૭૮ ગુરૂપૂર્ણિમાથી ) ગીતાનુ ભાષાતર લખવાનો મને વિચાર થયો છે ત્યારથી

મે ગીતાને વારવાર વાચવા માડી છે વાચ્યા પછી જ્યારે જ્યારે લખવા બેસુ છઉ ત્યારે જેમ ચિતારો, કોઈ ચિત્ર ચિત્રતા, તેમા તલ્લીન થઇ જાય છે તેમ મારે પણ આ વિષયમા તલ્લીન રહેવુ પડે છે અહો, હુ કયા ! આ વિષય ક્યા ! હુ અને આ વિષય ( ગીતા ) તો ઘણીવાર ભેળા થતા હતા પણ તેમા તલ્લીનતા ક્યાથી હોય ! આવી તલ્લીનતા તમે ભણવામા રાખજો

આ મારૂ ભાષાતર કોઇ અમુક સપ્રદાય અગર પથનેજ માટે નથી સર્વ સામાન્ય વિચારો છે મને જ્ઞાન, ભક્તિ અને કર્મ ત્રણેમા પ્યાર છે, માટે આ ભાષાતરમા ત્રણે રગ જોવામા આવશે ભક્તિભાવની જલક વિશેષ જણાશે

આ ગ્રન્થને સરલ અને સસ્તો કરવા માટે મારો આગ્રહ છે ધીમે ધીમે એકેકો અધ્યાય બહાર પડતો જશે. છ અધ્યાય ભેળા થશે ત્યારે દરેક છ અધ્યાયના જુદા જુદા પુસ્તકો પણ તૈ-યાર કરવામા આવશે

કાઇ ભૂલ ચૂક રહી ગઇ હોયતો સુધારીને વાચશોજી, અને લખવા જેવુ જણાય તો રાગદ્વેષની ક્ષુદ્રતાનો ત્યાગ કરી સુખેથી લખશોજી

**" ગીતા સુગીતા કર્તવ્યા કિમન્યૈઃ શાસ્ત્રસગ્રહૈઃ ।**
( એટલે ગીતાને સારી રીતે ભણવામા આવે તો બીજા શાસ્ત્રો વાચવાની જરૂર પડે તેમ નથી ) " એવો વિદ્વાનોનો અભિપ્રાય છે દુનિયાના વિદ્વાનોના વિચાર વાચ્યા પછી ગીતાને યાદ કરીએ તો તુરત જણાય છે કે-તે તમામ વાત ગીતામા આવી ગઇ છે સક્ષેપમા અને સદેહ ન રહે તેવી રીતે આવા થોડાજ ગ્રન્થ લખાયા હશે, તેટલા માટે આપ, આપના બાળકો-સબધીઓ-પાડોશીઓ તમામને વિનય તથા આગ્રહ પૂર્વક વિનતી કરૂ છઉ કે આ ગ્રન્થને બરાબર ભણજોજી ભણવાનુ શરૂ કરો તે પહેલા " ગીતા કોને ફાયદો કરી શકે " તે વિષય બરાગર વાંચશોજી

મોક્ષમંદિર-અમદાવાદ
સવત ૧૯૭૯ વસત પચમી.

લી. સેવક રામશંકર મોનજી.

# ગીતા કોને ફાયદો કરી શકે ?



આકાશમા સૂર્ય ઉગે છતા પ્રકાશ ન મળે ત્યારે કાઇક આવરણ છે એમ સહેલાઈથી સમજી શકાય છે પારસમણીનો સ્પર્શ થાય છતા લોઢુ પોતાનુ રૂપ બદલે નહિ ત્યારે કાઇક સબળ કારણ છે એવુ આપણે સહેલાઇથી સમજી શકીએ છીએ ઘી અગર દુધ જેવા પદાર્થ પુષ્ટી ન આપી શકે ત્યારે કાઇ ખાસ કારણ છે એવુ આપણને ભાન થાય છે આ નિયમાનુસાર ગીતા જે એક મહાન્ ગ્રન્થ છે, અને અત્યારે છાપખાનાની મદદથી ગીતાનો પ્રચાર ઘણોજ થએલો જણાય છે તે સાથે ઠેક ઠેકાણે ગીતા—પાઠશાળાઓ પણ જોવામા આવે છે આવી પાઠશાળાઓમા સારા સારા વિદ્વાનો કામ કરી રહ્યા છે અને તેમનો ઉપદેશ સાભળવાને ઘણા સ્ત્રી પુરૂષો એકઠા પણ થાય છે—છતા દુનિયાનુ દફતર તપાસીએ તો ચોખ્ખુ જણાય છે કે—લોકો હતા તેના કરતા વધારે બગડતા જાય છે, દીન પ્રતિદીન ધર્મમાથી લોકોની શ્રદ્ધા ઉઠતી જાય છે, અને તેને પરિણામે જનસમાજ દુ ખમા સડી રહ્યો છે સમજુ પુરૂષ સહેલાઈથી આશ્ચર્ય પામે છે કે—જ્યા ગીતા ત્યા આમ કેમ ? જ્યા દીવો ત્યા અધારૂ કેમ ? સમજુ ( ધર્મની લાગણીવાળા ) પુરૂષોને આ ભયકર દુ ખ છે કારણકે આપણા અતીથિઓ ( સનાતનને ચાહનારા ) ધરાઇને ઓડકાર ખાય છે અને આપણે ભૂખે મરીએ છઇએ અતીથિઓ જમ્યા તે પણ સારૂ છે—પણ આપણુ શુ ? આ પ્રમાણે દુ ખને રોયા કરીએ તો પાર ન આવે—ફુરસદ લઇને આવો તો કાઈક વિચાર કરીએ

ગીતા સબધી જ્ઞાનના મૂખ્ય ત્રણ સાધન છે ( ૧ ) ગીતા ( ૨ ) શ્રોતા ( ૩ ) વક્તા

**( ૧ ) પહેલું કારણ તપાસીએ તો જણાય છે કે ગીતા**

પોતે તો શ્રેષ્ઠ છે, અને તેના ઉપર ઘણા ભાષ્યો થતા, તેમાથી કાઇંક કાઇંક વિશેષ શીખવાનુ મળી શકે છે

કોઇ પણ બે તાર ઓફીસ વચ્ચે વાતચીત થવામા ત્રણ સાધન છે સામસામી ઓફીસના બે તાર માસ્તરો, અને તેમને કામ કરવાના યત્ર, દોરડા, થાભલા વિગેરે હથીઆરો આ હથીઆરો સારા હોય છતા કામ ન થાય ત્યારે તાર લેનાર, અગર તાર દેનાર, અગર બેઉ તાર માસ્તરો નાલાયક ઠરે છે

આપણા આ ગીતાના વિષયમા, ગીતા હતી તેના કરતા અત્યારે સારારૂપમા આવી ચુકી છે છતા પ્રકાશ ન આપી શકે, તો તેમા ગીતાનુ જ્ઞાન આપનાર ( વક્તા ) અગર જ્ઞાન લેનાર ( શ્રોતા ) મા અગર બન્નેમા કાઇંક કાઇંક ખોડ છે એવુ આપણે સહેલાઇથી સમજી શકીએ છઇએ ચાલ્યા આવો, આગળ તપાસ કરીએ

પ્રથમ શ્રોતાની તપાસ કરીએ પછી વક્તાની વાત કરીશુ. શ્રોતા કરતા વક્તામા વધારે જીવનપ્રકાશ હોવો જોઇએ તે વાત તો નિશક છે પ્રકાશ એટલે રૂપ અગર રાજઠાઠ ન સમશોજી

ગીતા સાભળવાનુ કારણ એટલુજ જણાય છે કે–મોહથી ગાઢા બનેલા મનને આ સસારના બધનમાથી એટલે આસક્તિથી છુટુ કરવુ, અને એમ થતા પરમાત્મામા મનને જોડી, પરમ ધામ અગર મોક્ષને પામવુ મોક્ષને માટે શુ શુ સામગ્રી જોઇએ, તે હુ કહુ તેના કરતા, શ્રી શકરાચાર્ય કહે છે તે સાભળો

મોક્ષસ્ય કાઙ્ક્ષા યદિ વૈ તવાસ્તિ,
ત્યજાતિદૂરાદ્વિષયાન્વિષં યથા ।
પીયૂષવત્તોષદયાક્ષમાર્જવ–
પ્રશાન્તિદાન્તીર્ભજ નિત્યમાદરાત્ ॥

( શ્રીવિવેક–ચુડામણી ૮૨ )

---

પદચ્છેદ:—यदि तव–જો તારે मोक्षस्य काङ्क्षा–મોક્ષની ઇચ્છા. वै अस्ति–નક્કી હોય. त्यज विषयान् अतिदूरात्–શબ્દાદિ વિષયોને છેટેથી તજી

અર્થ—જો તારે મોક્ષની ઇચ્છા હોય એટલે આ સસારના બધનમાથી નક્કી છુટવુ હોય તો જેમ તુ ઝેરને તજી દે છે તેમ શબ્દાદિ વિષયોને ત્વરાથી તજી દે, અને નિત્ય આદરપૂર્વક સતોષ, દયા, કરૂણા, સહનશીલતા દ્રઢતા અને ઇદ્રિયોનો નિગ્રહ વિગેરે ગુણોનુ અમૃતની માફક સેવન કર

મોક્ષની ઇચ્છા રાખનારે એટલે મુમુક્ષુઓએ આ સાબળીને પોતાના મનમા તપાસ કરી જોવી કે આવુ કાઈ પોતા પાસે છે ? યાદ રાખવુ કે ઘેશની સામગ્રિમાથી જલેબી બને તેમ નથી

કોઈ મોટા પુરૂષને મળવા ઇચ્છનારે તે મોટા પુરૂષની યોગ્યતા પ્રમાણે બનવુ પડે છે આ વાત તો એક ભગી પણ સમજે તેવી સહેલી છે કારણકે તે ભગી જો કદિ રાજાને મળવા જાય છે તો સાથે વિષ્ટાનો ટોપલો લઇને જતો નથી—પણ—નાહી ધોઈ, સ્વચ્છ વસ્ત્રો પહેરીને, રાજા પાસે જાય છે

આ વિષયમા આપણે ગીતાને એટલે ગીતાના જ્ઞાનને મળવુ છે—માટે તે જ્ઞાનની યોગ્યતાના પ્રમાણમા આપણે પણ યોગ્ય બનવાની જરૂર છે જ્યા સુધી ઈર્ષ્યા કરીને, નિદા કરીને, અગર કોઇનુ બગાડીને—અગર બગાડવાનુ ચાહીને, રાજી થવાની આપણને ટેવ હોય, ત્યા સુધી આપણે ભલે ઉચા હોઇએ, વિદ્વાન હોઇએ—તો પણ ભગી કરતા હલકા છઇએ, કારણકે ભગી તો ઉઘાડો—ખુલ્લો ભગી છે—જાતિ ચાડાળ છે, અને આપણે તો ઢાકયા ભગી છઇએ—એટલે કર્મ ચાડાળ છઇએ આપણા આ દૂષણને આપણા મન સિવાય બીજુ કોઈ યથાર્થ રીતે જાણી

---

દે **यथा विष**—જેમ તુ ઝેરને તજી દે છે તેમ **भज नित्यम् आदरात्**—નિત્ય આદરથી સેવન કર **पीयूषवत्**—અમૃતની માફક **तोष-दया-क्षमा र्जव-प्रशांति-दान्ती**—સંતોષ, દયા, કરૂણા, સહનશીલતા, દ્રઢતા અને ઇદ્રિયોના નિગ્રહનુ

શકે તેમ નથી પાછા વળીને મનમા આવો—તપાસ કરો—આવું કાંઈ છે ?

[ હુ પણ આ ભયકર રોગમાથી બચવા પ્રયત્ન કરી રહ્યો છઉ—પ્રભુ બચાવે તો બચુ—આપ સૌ કૃપા કરીને આશીર્વાદ આપે તો બચુ ]

યાદ રાખજો કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ વૈરાગ્ય વિના ઠરે તેવો નથી આ વૈરાગ્ય તે ભગવા—જટા—અગર ઘર ત્યાગ નથી આ વૈં-રાગ્ય—તે પોતાના મનની સમજણ છે

સમજણ પ્રાપ્ત કરવા માટે ઉપલા શ્લોકમા શ્રીશકરે જે સાધનો કહ્યા છે તે અઘરા લાગે તો પ્રથમ નીચે જણાવેલા (૭) સાધનો તો અવશ્ય પાળતા શીખો—શીખો તો જરૂર લાભ થશે

(૧) **જેમ બને તેમ** થોડુ **બોલો**—પુછ્યા વિના અ-ભિપ્રાય આપવા ન દોડો "વગર બોલાવ્યું બોલે તે તરખલાને તોલે" એ વાતને હૃદયમા ચોડી દ્યો કોઇના જીવને દુ ખ થાય તેવું બોલવુ પડે તો જરા વિચાર કરીને બોલશોજી

(૨) **જેમ બને તેમ** થોડુ **જુઓ**—એમાએ કોઈની એબ (દોષ) અગર સસારીક વરઘોડા, નાચ, મેળા વિગેરે રાગરગથી દૂર રહેતા શીખો

(૩) **જેમ બને તેમ** થોડુ **સાંભળો**—એમાએ વિષય અને વેર વધે એવી અગર નિદાની વાતોથી જરૂર અલગ રહેજો જ્યા શાતિનો ભગ થવા સભવ હોય ત્યા જવા પહેલા સારી રીતે વિચાર કરજો

(૪) આહાર વિહારને નિયમીત કરતા શીખો તેમ કરવાથી આરોગ્ય રહેશો અને સુખરૂપ જ્ઞાનને મેળવી શકશો

(૫) જેમ બને તેમ સતોષ, શાતિ, અને સાદાઇનુ પાલન કરતાં શીખો

(૬) જેમ બને તેમ રાગદ્વેષ—વેરઝેર—ને હઠાવતા રહો તે જબરા કુતરા છે વકતાઓને પણ ફાફડી ખાય છે

(૭) ગીતા ભણવાની ઇચ્છા થાય ત્યારે તમારા ડહાપણને એટલે—ધન, લક્ષ્મી, વિદ્યા, જુવાની વિગેરે જે કાંઈ આપને મદ હોય તેનો ત્યાગ કરીને રૂડા સદ્દગુરૂને શોધી કાઢજો રૂડા કેવા હશે ? એમ પુછો તો સાભળો

ગુરૂ શિષ્યનો સબધ સામાન્ય નથી, દેહના સબધીઓ દેહસુધીના છે અને આત્માના સબધી આ લોક તથા પરલોક બેઉ સુધારનારા છે આ જ્ઞાનયજ્ઞમા, જ્ઞાનરહિત, મોજીલા, રાજ ઠાઠમા રમતા, વ્યસની અને વિષયી પુરૂષને, સદ્ગુરૂ તરીકે, પસદ કરી શકાય નહી તે વાત, આપ સૌ સહેલાઈથી સમજી શકો તેવી છે કુવો આપણા બાપનો ચણાવેલો હોય—તદ્દન આરસનોજ હોય—પણ તેમા પાણી ન હોય તો ત્યા ઘડા નાખવા વ્યાજબી નથી સમજ્યા છતા નાખીએ તો જરૂર ઘડો કાણો થાય છે ટુકમા આપણે જે (શાતી) જોઇએ છે તે તેમની પાસે ન હોય તો ત્યા ફાફા મારવા નહિ થોડામા કહુ

પદ

ઓ ભાઇરે મારા—શાતિ પમાડે તેને તો સત કહીએ
હારે તેના દાસાનુ દાસ થઇને રહીએ—ઓ ભાઈરે મારા૦

વૈદ્યની ગોળી ખાઇએ, અને રોગ ન જાય ત્યારે—
તેની ગોળી તે શીદ ખાઈએ ?—ઓ ભાઇરે મારા૦

લીધા વળાવાને ચોર જ્યારે લુટે ત્યારે—
તેની સોબત કેમ કરીએ ?—ઓ ભાઇરે મારા૦

ગુરૂ કર્યા પણ જ્ઞાન ન આપે ત્યારે—
તેના ચેલા તે કેમ થઈએ ?—ઓ ભાઇરે મારા૦

વિગેરે ઘણી વાતમાથી સાર એજ નીકળે છે કે ગુરૂ પાસે

જ્ઞાન, શાતી, સાદાઈ વિગેરે હોય તોજ આપણને તે તેઓશ્રી આપી શકે

રૂડા સદ્ગુરૂ મળ્યા પછી તેઓશ્રીને પરમાત્મા તુલ્ય ગણજો. તન, મન, ધન અને સબધીઓ આ લોકમાજ સુખ આપનારા છે એવુ સમજીને તેઓના કરતા ગુરૂમા હેત વધે, ત્યારે યોગ્યતા પ્રાપ્ત થઇ એવુ સમજજોજી હેત એટલે શીરોપુરી જમાડો–તે વાત અહી નથી–હેત એટલે તેઓશ્રીના વચનમા વિશ્વાસ રાખીને તે પ્રમાણે વર્તન કરો તે જ્યા સુધી તમારૂ મન ગુરૂમાં બરાબર પ્રસન્ન ન થાય અને જ્યાસુધી કાઈ સત્કર્મ કરતા તમને અભિમાન થઈ જતુ હોય ત્યાસુધી, તમારે ગુરૂને એક પૈસો પણ આપવો નહી આ શિખામણને જેવી તેવી ગણશો તો તમારૂ ધન પણ જશે અને ધર્મ પણ જશે, કારણ કે “ અભિમાને અળગો રહે અતર્યામિ રામ ” હૃદયમા બરાબર યાદ રાખજો કે પવિત્ર વર્તનવાળા ગુરૂઓ શ્રીપરમાત્માના પરમ લાડીલા હોય છે–તેઓશ્રીને તમારા ધનની તમા હોતી નથી–માટે પ્રથમ ખતથી સદ્ગુરૂના વચનામૃતનુ પાન કરજો.—ચોપાઇ

“ ગુરૂ કે બચન પ્રતીતિ ન જેહિ, સ્વપ્નેહુ સુખ શાતિ નહિ તેહી

( તુલસીકૃત રામાયણ )

અર્થ—જેઓને ગુરૂના વચનમા શ્રદ્ધા હોતી નથી તેઓને સ્વપ્નામા પણ સુખશાતી હોતી નથી

“ શ્રદ્ધા સકળ સુખ મૂળ છે, શ્રદ્ધા વિના બધુ ધૂળ છે ”

જેમ હથિયાર વિનાનો પુરૂષ રણમા શોભતો નથી, જેમ ધનવિનાનો પુરૂષ વ્યવહારમા શોભતો નથી, જેમ શીળતા વિનાની સ્રી ઘરમા શોભતી નથી, જેમ ગળપણ વિનાનો કસાર શોભતો નથી–તેમ ઉપર જણાવેલા સાત સાધન વિનાનાં સ્રી પુરૂષો–શ્રોતાઓ અગર વક્તાઓ–ગીતાના અધ્યયનમા બીલકુલ શોભતા નથી–નાટકશાળાના ભર્તુહરિ જેવા છે,

ગીતાનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનુ પાત્ર હૃદય છે ભલે ગીતા સાભળો, પણ સાચી ગરજ વિના હૃદય કોમળ બને તેવુ નથી નિશાળમા સૌ સાથે ભણે છે—પણ તે અભ્યાસ ગરજવાનને ગોળ જેવો અને ગરજ વિનાનાને ખોળ જેવો લાગે છે—આ વિષયમા પણ તેવુ જ સમજી લેવુ

બસ—હવે આપણે વક્તા સબધી પણ થોડી વાત કરી લઇએ

શ્રોતામા આપણે જેટલા ગુણ બતાવ્યા છે તે કરતા વક્તામા વધારે ગુણો હોવા જોઇએ એટલે શ્રોતાઓ કરતા વક્તાનુ જીવન ઉન્નત હોવુ જોઇએ **જીવન ઉન્નત** એટલે શ્રોતાઓ કરતા વક્તાએ નવાબ સાહેબ જેવો ઠાઠ રાખવો, એવી વાત નથી ઉન્નત જીવન એટલે શ્રોતાઓના કરતા વક્તામા ત્યાગ—વૈરાગ્ય વધારે હોવા જોઇએ

જરી જરી વાતમા ક્રોધ કરી નાખે, ધન ભાળીને રાકડા બની જાય, સ્ત્રી ભાળીને ઘેલા બની જાય, એવા પામર પુરૂષો ભલે મોટા ભક્ત હોય, ભલે મોટી મોટી વેદાતની વાતો કરતા હોય, સારા વિદ્વાન હોય—પણ તેમની પાસેથી ધર્મનુ શીક્ષણ લેવુ પડે તો વિચારીને લેવુ ચારિત્રના કરતા વિદ્યાને મોટી સમજવી નહી ચારિત્ર અને વિદ્યા બેઉ ભેળા થાય તો ઘણો આનદ માનવો

દાતણ પણ તપાસ ક્યાં વિના આપણે લેતા નથી—છતા ગુરૂ કરવામા આપણે ઘણુ પોગળ છે જેમ ચાલ્લો અને ચુડી સધવાના ખાસ શણગાર છે તેમ બ્રહ્મવિદ્યા વૈરાગ્ય અને ભક્તિ ( દિનતા, ભાવ ) વક્તાઓના ખાસ શણગાર છે

વક્તાએ રાખવા લાયક ખાસ સભાળો—

( ૧ ) **અધિકાર**—જેમ દસ વરસના દિકરાને વીસ વરસની કન્યા સાથે પરણાવવો અયોગ્ય છે, તેમ જ્યાસુધી શ્રોતાઓ, ઉપર જણાવેલા નિયમોનુ પાલન ન કરતા હોય તથા શ્લોકોનો શબ્દાથ

તથા ભાવ, વાર્તારૂપે ન આવડતો હોય, ત્યા સુધી તે શ્રોતાઓને મોટા મોટા ભાષ્યો–વિવેચનો–સભળાવવા, તે તેમને રેતીમા દોડાવવા જેવુ છે આપણા પોતાના દવાખાનામા દવાના બાટલા ભર્યા હોય અને આપણો કોઈ સગો માદો પડયો હોય–તેને સાજો કરવા માટે, અમુક પ્રમાણુમા દવા આપવાને બદલે, આખો બાટલો પાઈ દેવા જેવી, આ ગભીર ભૂલ છે ઘરમા મીષ્ટાન તૈયાર હોય, પણ માદાને ન દેવાય માદાને તો કાંજીજ દેવાય. આવા બીન અધિકારી પુરૂષો, લાબી લાબી વાતો સાભળીને, ઉલટા નાસ્તિક બનતા જાય છે તપાસ કરવી હોય તો તપાસી જો જો–ગીતા સાભળ્યા પછી શાતી આવવી જોઇએ તેને બદલે બકવાદ કરતા શીખે છે

( ૨ ) **સગુણ નિર્ગુણ**—અત્યારે સૌ નિર્ગુણના ઉપાસક થવામા મોટાઈ માને છે—અને સગુણ ઉપાસકોને હલકા ગણે છે જ્યા જોઇએ ત્યા સૌ જડભરત અને ઋષભદેવજી જેવા જીવન્મુક્તપણાનો ડોળ કરતા જણાય છે સગુણ અને નિર્ગુણ બેઉ પ્રભુના સ્વરૂપ છે—પણ જ્યા સુધી *જીવભાવ હોય ત્યા સુધી સગુણ ઉપાસના કરવી વ્યાજબી છે અને જીવન્મુક્તને નિર્ગુણ ઉપાસના કરવા અધિકાર છે ગીતાના બારમા અધ્યાયમા શ્રીકૃષ્ણે અર્જુન જેવા અધિકારીને પણ સગુણ ઉપાસનાની ભલામણ કરી છે ત્યારે અત્યારે નિર્ગુણ ઉપાસકોના ટોપલે ટોપલા નજરે પડે છે

પોતામા જીવભાવ છે એવુ પોતે સમજે છે છતા નિર્ગુણ ઉપાસકપણાનો ડોળ કરતા હોય તો તેમને નાટકશાળાના ભર્તુહરિ સમજી લેવા ગીતા વાચવા પહેલા શ્રીશકરનો તત્વબોધ તથા તુલસીદાસજીની મણીરત્નમાળા વચાયતો ઠીક આ બેઉ પુસ્તકો અહીથી મળશે

---

* કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મનને ઘેરીને બેઠાં હોય ત્યા સુધી પોતામા જીવ ભાવ છે એમ સમજવુ એ ન હોય ત્યારે જીવન્મુક્ત સમજવુ.

( ૩ ) **ધર્મનાં મુખ્ય અંગો**—ભક્તિ, જ્ઞાન અને કર્મ—ત્રણે ગીતાના તથા ધર્મના મુખ્ય અગ છે વિવેચન કરતા કોઈ પણ અગની અવગણના કરાય તો ગીતાની અને ધર્મની અવગણના થાય છે એમ સમજી લેવુ

" **જ્ઞાની તુ આત્મા એવ મે મતમ્** " ( ભગ ગી ૭. ૧૮ ) અર્થ—જ્ઞાની મારો આત્મા છે એવો મારો મત છે,' આ વાક્ય ઉપરથી કેટલાએક ભાઇઓ કહે છે કે—' જ્ઞાનીજ ભગવાનનો આત્મા છે—અને બીજાને ભગવાનની સાથે લેવા દેવા નથી " પણ તે ભાઇને આપણે તે શ્લોકની આગળનો એટલે ૭–૧૭ બતાવીએ તો તે ભાઇને ખાત્રી થાય છે કે—'**એકભક્તિ જ્ઞાની**' જેમને એક એટલે અનન્ય ભક્તિ છે તેજ જ્ઞાની કહેવાય છે આ પ્રમાણે કોઈ ઠેકાણે ભક્તિનો મહિમા હોય તો ત્યા પણ " જ્ઞાનવિના ભક્તિ સભવતી નથી " એમ સમજીને જ્ઞાનને નિંદવું નહિ આ બેઉને ( જ્ઞાન તથા ભક્તિને ) કર્મનો આધાર છે માટે કર્મને પણ નિંદાય નહિ જ્ઞાન ભક્તિ અને કર્મ, ત્રણે સારા છે, તે ત્રણે સૌ સ્ત્રી પુરૂષોએ પોત પોતાની શક્તિ પ્રમાણે કરવા જોઇએ

આ તો મહાન્ વિષય છે—લખવા માડીએ તો આ વિષયનાજ અઢાર અધ્યાય થઇ જાય ગીતાના જ્ઞાનના ફેલાવામા જે જે આવરણો મારા સમજવામા આવ્યા તે આપને ટુકમા કહ્યા મારી આ બધી વાત—વિનતી—આપે માનવીજ જોઇએ, એવો મારો આગ્રહ નથી હુ તો આપનો દાસ છઉ મારી એટલીજ વિનતી છે કે—આ તમામ વાતમાથી જે કાંઈ આપના મનને ગમે તે ઉપાડી લેજોજી. આળસ કરશો નહિ ભલે તમે ગમે તે હશો—પણ—આજ કાલ કરતા મોત આવીને ઉભુ રહેશે અને જે કરવા આવ્યા હતા તે રહી જશે

૫૬

" અજવાળે દેખાતુ નથી—અધારે શુ કરશોરે ? ( ૨ ) "

સાર—શરીર આરોગ્ય હોય-ખાવા મુઠી અનાજ હોય-પહેરવા બે ત્રણ વસ્ત્ર મળતા હોય, છતા આ કાર્ય નહી કરો-ત્યારે માંદા પડી ખાટલામા પડશો ત્યારે કરશો ? ત્યા પણ નહિ બને-ત્યારે પશુના અવતારમા કોઇના ઘોડા અગર ગધેડા બનશો ત્યા કરશો ? ત્યા પણ નહિ બને-માટે સાવધાન થઇને આ કામ અહિં કરી લ્યો મનુષ્ય દેહ ઉત્તમ છે પણ ક્ષણ ભગુર છે તે વાત ચુકશો નહીજી બસ-લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ

---

# ગીતા કેટલી ?

---

સુર્યગીતા, યમગીતા, અષ્ટાવક્ર ગીતા, રામગીતા, વિગેરે ગીતાના નામ સાભળીએ છઇએ ત્યારે ગીતા કેટલા પ્રકારની હશે ? તે જાણવાની આપણને જીજ્ઞાસા થાય છે ત્યારે તે પણ સાભળો સાભળ્યા પછી યાદ રાખજો કે જેમ પાવલી, ચવલી, બેઆની, આની વિગેરે તમામનો સમાસ રૂપૈયામા થઇ જાય છે, તેમ તમામ ગીતાઓનું રહસ્ય, આ ભગવદ્ ગીતામા આવી જાય છે એટલે આ ભગવદ્ ગીતા બરાબર ભણ્યા પછી કાઇ વિશેષ જાણવાનુ રહેતું નથી

શ્રી કૃષ્ણ ગીતાના ૭ મા અધ્યાયના બીજા શ્લોકમા કહે છે કે—

**યજ્જ્ઞાત્વા નેહ ભુયોऽન્યજ્જ્ઞાતવ્યમવશિષ્યતે ॥** *

“જે કાઈ તને કહું છઉ તે જાણ્યા પછી તારે આ લોકમા બીજુ કાંઇ જાણવાનું બાકી રહેશે નહી ” (આવુ શ્રીકૃષ્ણ ગીતામા ઘણે ઠેકાણે બોલ્યા છે.)

---

* પદચ્છેદ —**यत् ज्ञात्वा**—જે જાણ્યા પછી **इह**—આ લોકમા **भूय अन्यत् ज्ञातव्यं**—બીજુ કાઈ જાણવાનુ **न अवशिष्यते**—રહેતુ નથી

શ્રીકૃષ્ણ સિવાય બીજા વિદ્વાનો પણ આ પ્રમાણેજ કહે છે, પણ વિદ્વાનોના મતમતાતરોમા તથા આચાર્યોના સ્વાર્થના જઘડામા, આપણે ભટકતા બની ગયા છઇએ, અને તેને પરિણામે આપણે કોઈ કથા અગર કોઈ ગ્રન્થ સ પૂર્ણપણે સાભળતા નથી—પરિણામ શૂન્ય આવે છે

હવે સાભળો—ગીતા એટલે ઉપનિષદોના સારરૂપે ગવાએલી બ્રહ્મવિદ્યા આગલા ગ્રન્થ કર્તાઓના—રૂષિઓના—પુસ્તકો વાચીએ છઇએ—વાચ્યા પછી ધ્યાનપૂર્વક સમજીએ છઇએ—ત્યારે જણાય છે કે ગમે તે પુસ્તકના કોઈ અમુક ભાગમા, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ઘણીજ યુક્તિથી ગોઠવી દીધેલો જણાય છે બ્રહ્મવિદ્યાવાળા આ અમુક ભાગને 'ગીતા' કહેવામા આવે છે પછી તે સૂર્ય સાથેના સ વાદની વાત હોય તો "સૂર્યગીતા" અને યમ સાથેના સ વાદની વાત હોય તો તેને "યમગીતા," અને અષ્ટાવક્ર સાથે થએલો સ વાદ હોય તો તે "અષ્ટાવક્રગીતા" કહેવાય છે

આ નિયમ પ્રમાણે ગીતાના નામનો પાર નથી પણ તેમાથી મુખ્ય મુખ્ય નામ આપને કહુ

આ શ્રીમદ્ ભગવદ્ગીતા, મહાભારતના 'ભીષ્મપર્વ' નામનો છઠ્ઠા પર્વના ૨૫ થી ૪૨ અધ્યાય પર્યંત છે

યોગવસિષ્ઠના (પૂર્વાર્દ્ધ) નિર્વાણ પ્રકરણના (૫૨) મા સર્ગના ૭ મા શ્લોકથી, શ્રીકૃષ્ણે અર્જુનને જે ગીતા સભળાવી છે તે સબધી ભવિષ્યવાણી ભાખી છે કેટલાએક તેના તેજ શ્લોક રાખીને, વસિષ્ઠ ગુરૂએ શ્રીરામચન્દ્રજીને ઉપદેશ કર્યો છે અગ્નિ પુરાણના ત્રીજા ખડના ૩૮૦ મા અધ્યાયમા, અને ગરૂડપુરાણના પૂર્વ ખડના (૨૪૨) મા અધ્યાયમા, શ્રીમદ્ ભગવદ્ગીતામા સમાએલા ઉપદેશને મળતો ઉપદેશ છે હવે ગીતાઓની ટુકી નોધ આપુ

| | |
|---|---|
| અનુગીતા | મહાભારત અશ્વમેધ પર્વ |
| પીંગળ ગીતા, પરાશરગીતા<br>શ પાકગીતા, બોધ્યગીતા,<br>યાજ્ઞવલ્કયગીતા, મ કિ ગીતા,<br>હારિતગીતા, વિચખ્નુગીતા,<br>વૃત્રગીતા | શાતિપર્વ—મોક્ષપર્વ |
| ગણેશ ગીતા . | ગણેશ પુરાણ |
| ઇશ્વિર ગીતા, વ્યાસગીતા. | કૂર્મ પુરાણ |
| બ્રહ્મગીતા, સૂતગીતા | સ્ક દપુરાણ |
| યમગીતા | અગ્નિપુરાણ ૩–૩૮૧ |
| રામગીતા . | અધ્યાત્મ રામાયણ ઉત્તરકાંડ ૫ |
| શીવગીતા | પદ્મપુરાણ—પાતાલખ ડ. |
| હ સગીતા | શાતીપર્વ–મોક્ષપર્વ ૨૯૯ |
| ,, . . | શ્રીમદ્ ભાગવત્ સ્કધ ૧૧–૧૩ |
| ભિક્ષુગીતા | ,, ૧૧–૨૩ |
| કપિલગીતા—કપિલ દેવહુતી સ વાદ | ,, સ્કધ ૩ |
| કપિલગીતા—કપિલ અને ગાયનો સ વાદ | મહાભારત શાતિપર્વ–મોક્ષપર્વ અ ૨૬૮ |
| બ્રહ્મગીતા ... | યોગવસિષ્ઠ—નિર્વાણ પ્રકરણ |
| યમગીતા ... .. | વિષ્ણુપુરાણ ૩–૭ |
| ,, | નૃસિ હપુરાણ ૮ |
| દેવીગીતા . | દેવી ભાગવત સ્કધ ૭ ૩૧ થી ૪૦ |
| વામદેવગીતા . . | શાતિપર્વ, રાજધર્માનુ ૯૨ |
| ઉતથ્યગીતા | ,, ,, ૯૦ |
| ઋષભગીતા . . | ,, ,, ૧૨૫ |

આ સિવાય અષ્ટાવક્ર ગીતા, સૂર્યગીતા, અવધુત ગીતા વિગેરે ઘણી ગીતાઓ છે

# ગીતાનું બાહ્ય સ્વરૂપ.

( ઘણાજ સંક્ષેપથી. )

આ ગીતા મહાભારતના ભીષ્મપર્વના ૨૫ થી ૪૨ અધ્યાય સુધીની કથા છે તેમા ૧૮ અધ્યાય છે–૭૦૦ શ્લોકો છે આ ૭૦૦ શ્લોકોમા ( ૧ ) શ્લોક ધૃતરાષ્ટનો બોલેલો છે, ( ૪૧ ) સંજયના છે, ( ૮૪ ) અર્જુનના છે અને ( ૫૭૪ ) શ્રીકૃષ્ણના બોલેલા છે આ અઢાર અધ્યાયમા, ૧–૬ કર્મ, ૭ થી ૧૨ ઉપાસના અને ૧૩ થી ૧૮ જ્ઞાન માર્ગ સંબંધી વિવેચન છે

મહાભારતની કથામા વેદવ્યાસે જે પાત્રો ગોઠવ્યા છે તેને વિદ્વાનો, પોતાની બુદ્ધિ પ્રમાણે દૈવી અને આસુરી પાત્રો બનાવીને, ધૃતરાષ્ટ્રને ' મોહ ' કહે છે, અર્જુનને જીવ અગર મદ વિરાગ–વિગેરે કહે છે મારા વિચાર પ્રમાણે તો ભણનારા ભાઈઓને આ મોટી મોટી વાતો ભુલા પાડે તેવી છે માટે તેઓએ તો, જે લૌકીક સંબંધથી શ્રીકૃષ્ણ અને અર્જુન સંવાદ કરી રહ્યા છે તેનોજ વિચાર કરવો—આકાશ પાતાળની વાતો હાલ–તુરત માટે ધ્યાનમા લેવી નહી —આ પ્રમાણે એક વખત ગીતા બરાબર ભણી ગયા પછી ફરીવાર ગીતા સાભળો ત્યારે આકાશ પાતાળના વિચારો કરવાની ના નથી

પ્રથમ અધ્યાય તથા બીજા અધ્યાયના દસ શ્લોકો ગીતાની પ્રસ્તાવના રૂપે છે બીજા અધ્યાયના ( ૧૧ ) મા શ્લોકથી ઉપદેશ શરૂ થાય છે દરેક અધ્યાયમાં ચાલેલી કથાનો ભાવ અધ્યાયની

શરૂઆતમાજ આપવામા આવશે દરેક અધ્યાયમા મુખ્ય કયો વિષય છે ત નીચે પ્રમાણે છે

૧ અધ્યાય—અર્જુન વિષાદ (દુ ખ) યોગ.
૨ અધ્યાય—સાખ્યયોગ–પુરૂષપ્રકૃતિયોગ
૩ અધ્યાય—કર્મયોગ
૪ અધ્યાય—કર્મ બ્રહ્માર્પણુયોગ–નિષ્કામ કર્મયોગ.
૫ અધ્યાય—કર્મ સન્યાસયોગ
૬ અધ્યાય—આત્મસ યમ અગર ધ્યાનયોગ
૭ અધ્યાય—જ્ઞાનવિજ્ઞાનયોગ
૮ અધ્યાય—અક્ષરબ્રહ્મયોગ
૯ અધ્યાય—રાજવિદ્યા રાજગુહ્યયોગ
૧૦ અધ્યાય—વિભૂતિયોગ
૧૧ અધ્યાય—વિશ્વરૂપ દર્શનયોગ
૧૨ અધ્યાય—ભક્તિયોગ
૧૩ અધ્યાય—ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ
૧૪ અધ્યાય—ત્રણે ગુણુનો વિભાગયોગ
૧૫ અધ્યાય—પુરૂષોત્તમયોગ
૧૬ અધ્યાય—દૈવી અને આસુરી સ પત્તિનો વિભાગયોગ
૧૭ અધ્યાય—ત્રણુ પ્રકારની શ્રદ્ધાનો વિભાગયોગ
૧૮ અધ્યાય—મોક્ષ સન્યાસયોગ



# શ્રીગીતામાહાત્મ્ય.

## ( ગીતાનો મહિમા )

ગીતાના મહિમાનો તો પાર નથી આખી દુનિયા એક અવાજે આ બોધને સ્વિકારી રહી છે વરાહ પુરાણમા, પદ્મપુરાણમા અને વાયુપુરાણમા ગીતાના માહાત્મ્યના પ્રસગો છે, તેમાથી થોડા મુદ્દાના શ્લોકો લઈએ

શૌનક આદિ ૠષિઓએ શ્રીમદ્ ભગવદ્ ગીતાના માહાત્મ્ય સબધી પૂછતા સૂત પૌરાણી બોલ્યા કે—

**પૃષ્ટં વૈ ભવતા યત્તન્, મહદ્ગોપ્યં પુરાતનમ્ ।**
**ન કેન શક્યતે વક્તુ, ગીતામહાત્મ્યમુત્તમમ્ ॥ ૧ ॥**

અર્થ—હે શૌનક ૠષિ ! જે તમે મને પુછો છો તે અતિ રહસ્યવાળુ અને પ્રાચીન છે—તે શ્રીમદ્ ભગવદ ગીતાના માહાત્મ્યને કહેવાને કોઈ શક્તિમાન નથી ( કારણ કે વેદ, પુરાણ, શાસ્ત્રા તથા સ્મૃતિઓમાથી ખેંચેલુ સત્વ છે )

**કૃષ્ણો જાનાતિ વૈ સમ્યક્, ક્વચિત્કૌંતેય એવ ચ ।**
**વ્યાસો વા વ્યાસપુત્રો વા, યાજ્ઞવલ્ક્યોઽથમૈથિલઃ ॥ ૨ ॥**

અર્થ—ગીતાના માહાત્મ્યને શ્રીકૃષ્ણ બરાબર રીતે જાણે છે

---

(૧) પદચ્છેદ —**भवता यत् पृष्ट**—આપે જે પુછ્યુ **तत् पुरातनम् महत् गोप्य**—તે પ્રાચીન તથા ઘણા રહસ્યવાળો **उत्तमम् गीतामाहात्म्यम्**—ઉત્તમ એવો ગીતાનો મહિમા **वक्तुम्**—કહેવાને **न केन शक्यते**—કોઈ શક્તિમાન નથી

(૨) પદચ્છેદઃ—**वै**—ખરૂ કહીએ તો **कृष्ण सम्यक जानाति**—શ્રીકૃષ્ણ સારી રીતે જાણે છે **कौंतेय एव च**—અને અર્જુન પણ **क्वचित्**—કાંઈક, થોડુ. **व्यासः वा**—અથવા વદવ્યાસ **व्यासपुत्र वा**—અથવા શુકદેવજી **याज्ञवल्क्यः अथ मैथिलः**—યાજ્ઞવલ્ક્ય અને જનક

બાકી અર્જુન, વ્યાસ, શુકદેવજી, યાજ્ઞવલ્ક્ય, અને જનક રાજા કાઇક–કાઇક જાણે છે ( પરિપૂર્ણ રીતે તો તેઓ પણ જાણતા નથી )

**ગીતાશાસ્ત્રમિદ પુણ્ય, ય પઠેત્ પ્રયતઃ પુમાન્ ।**
**વિષ્ણોઃ પદમવાપ્નોતિ, ભયશોકાદિવર્જિતઃ ॥ ૩ ॥**

અર્થ—જે પુરૂષ સાવધાનતાપૂર્વક આ ગીતા શાસ્ત્રનો અભ્યાસ કરે છે–વિદ્યાર્થીની માફક ભણે છે–તે પુરૂષ ભય શોક વિગેરેથી મુક્ત થઇને વિષ્ણુના પદને પામે છે.

**ગીતાજ્ઞાન શ્રુત નૈવ, સદૈવાભ્યાસયોગતઃ ।**
**મોક્ષમિચ્છતિ મૂઢાત્મા, યાતિ બાલકહાસ્યતામ્ ॥ ૪ ॥**

અર્થ—જે પુરૂષે ગીતામા રહેલુ જ્ઞાન, અભ્યાસના રૂપમા શ્રવણ કરેલ નથી તે મૂર્ખ પુરૂષ કદિ મોક્ષની ઇચ્છા રાખતો હોય તો બાળકોથી થતી મશ્કરીને પાત્ર થશે–એટલે તેની આશા વ્યર્થ છે

**મોક્ષસ્થાન પર પાર્થ. સગુણ વાથ નિર્ગુણમ્ ।**
**સોપાનાષ્ટાદશૈરેવ. પર બ્રહ્માધિગચ્છતિ ॥ ૫ ॥**

અર્થ—હે પાર્થ–અર્જુન ! આ અઢાર અધ્યાયરૂપી સગુણ અથવા નિર્ગુણ સીડી દ્વારા એટલે સગુણ ઉપાસકોને સગુણ જણાય

---

(૩) પદચ્છેદ —**इद पुण्य गीताशास्त्र**–આ પવિત્ર ગીતાશાસ્ત્ર **य: पुमान्**–જે પુરૂષ **पठेतु प्रयत** –સાવધાનતાપૂર્વક ભણે છે **भयशोकादिवर्जित** – ભય, શોક વિગેરેથી મુક્ત થઇને **विष्णो पदम्**–વિષ્ણુના પદને **अवाप्नोति**–પામે છે

(૪) પદચ્છેદ —**अभ्यासयोगत** –અભ્યાસના રૂપમા **गीताज्ञान न श्रुत एव**–ગીતા સબધી જ્ઞાન સાભળ્યુજ નથી **मूढात्मा**–મઢ પુરૂષ **सदा एव**–કદિ **मोक्षम् इच्छति**–મોક્ષને ઇચ્છે છે **याति**–તો તે પામેછે **बालकहास्यताम्**–બાળકથી થતી મશ્કરીને.

(૫) પદચ્છેદ —**पार्थ**–હે અર્જુન ! **सोपानाष्टादशै. एव**–આ અઢાર

તેવી અને નિર્ગુણના ઉપાસકોને નિર્ગુણ જણાય તેવી સીડી દ્વાર પ્રયત્ન કરનાર પુરૂષ પરબ્રહ્મ કે જે મોક્ષનું ધામ છે તેને પામે છે

**સંસારસાગરં ઘોરં, તર્તુમિચ્છતિ યો જનઃ ।**
**ગીતાનાવં સમારૂહ્ય, પારં યાતિ સુખેન સઃ ॥ ૬ ॥**

અર્થ—જે પુરૂષ ઘોર એવા સંસાર સાગરને તરવાની ઇચ્છા કરે છે તે આ ગીતારૂપી વહાણ ઉપર ચડીને સુખેથી પારને પામે છે

**મહાપાપાદિપાપાનિ, ગીતાધ્યાનં કરોતિ ચેત્ ।**
**ક્વચિત્સ્પર્શં ન કુર્વંતિ, નલિનીદલમંબુવત્ ॥ ૭ ॥**

અર્થ—જેમ કમળપત્ર જળમા રહે છે છતા તેને જળનો સ્પર્શ નથી તેમ જે પુરૂષ ગીતાનુ ધ્યાન ધરનાર છે એટલે ગીતા પ્રમાણે વર્તન કરનાર છે તેને મોટા નાના તમામ પાપો સ્પર્શ કરી શકતા નથી

આ સાત શ્લોકોનો સાત સમુદ્ર જેટલો મહિમા સમજવોજી આ સાત શ્લોકો સિવાય બીજા ઘણા શ્લોકો છે તે તમામ ગીતાને સમજણપૂર્વક ભણવાની, સાભળવાની, સમજવાની અને વર્તનમા ઉતારવાની ભલામણ કરે છે એમ કરવાથી પાપનો નાશ થતા પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

---

અધ્યાયના પગથીઆ રૂપી **सगुण वा अथ निर्गुण**—સગુણ અથવા નિર્ગુણ સીડી દ્વારા **पर ब्रह्म, पर मोक्षस्थान**—પર બ્રહ્મ કે જે મોક્ષનુ ધામ છે તેને **अधिगच्छति**—પામે છે

(૬) પદચ્છેદ—**य जन**—જે પુરૂષ **घोर ससारसागर**—ઘોર સસાર રૂપી સાગર **तर्तुम् इच्छति**—તરવાને ઇચ્છે છે **स**—તે પુરૂષ **गीतानाव समारुह्य**—ગીતારૂપી વહાણ ઉપર ચડીને **सुखेन**—સુખથી **पार याति**—પારને પામે છે

(૭) પદચ્છેદ—**चेत्**—કદિ **गीताध्यान करोति**—ગીતાને હ્રદયમા ઉતારે છે **नलनीदलम् अंबुवत्**—કમળપત્ર જળમા રહે છે પણ જેમ તેને જળનો સ્પર્શ થતો નથી તેમ **महापापादिपापानि**—મોટા નાના તમામ પાપો **क्वचित्**—કદિ **स्पर्श न कुर्वन्ति**—સ્પર્શ કરતા નથી

# મંત્ર.

પ્રત્યેક મંત્રને નીચે જણાવ્યા પ્રમાણે છ ભાગ હોય છે

શ્રીમદ્ ભગવદ્‌ગીતા શ્રીકૃષ્ણ પરમાત્માની વાણી હોવાથી મંત્રરૂપ છે

**૧ ૐ અસ્ય શ્રીમદ્ ભગવદ્‌ગીતામાલામંત્રસ્ય ભગવાન્ વેદવ્યાસ ઋષિઃ ॥**

અર્થ—તેના રચનાર અગર ગુંથનાર શ્રી ભગવાન વેદવ્યાસ ઋષિ છે.

**૨. અનુષ્ટુપ છંદઃ ॥**

આ ગીતામાં અનુષ્ટુપ છંદ છે

**૩. શ્રીકૃષ્ણઃ પરમાત્મા દેવતા ॥**

આ ગીતામાં દેવ શ્રીકૃષ્ણ છે

**૪. અશોચ્યાનન્વશોચસ્ત્વં, પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે; ઇતિ બીજમ્—**

"જે શોક કરવા યોગ્ય નથી તેનો તું શોક કરે છે અને પંડિતના જેવા ડાહ્યા ડાહ્યા વચનો બોલે છે" એ વાક્ય, આ ગ્રન્થનું બીજ છે

**૫. સર્વ ધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ। ઇતિ શક્તિઃ—**

( શ્રીકૃષ્ણ કહે છે કે ) "તારા તમામ ડહાપણને છોડી દઇને મારે શરણે આવ એટલે મારી વાત બરાબર સાંભળ" એ વચનો આ ગીતારૂપી મંત્રની શક્તિ છે આ વાત વધારે સ્પષ્ટ કરીએ તો–તે ઘણું સાંભળ્યું હશે, તું ઘણું જાણતો હોઇશ, પણ અત્યારે તારે મારા કહેવા પ્રમાણે કરવું–આવી સમજણરૂપી શક્તિ હોય તોજ બીજમાંથી ફણગો ફૂટે.

**૯. અહં ત્વાં સર્વપાપેભ્યો, મોક્ષયિષ્યામિ મા શુચ ઇતિ કીલકમ્—**

" હુ તને સર્વ પાપમાથી મુક્ત કરીશ " એ વચનો આ ગીતારૂપી મત્રની ખીલી અથવા કુચી છે ભગવાનની વાણીરૂપ ગીતાનુ સાવધાનતાપૂર્વક કરેલુ શ્રવણ મને પાપોમાથી મુક્ત કરશે–એવો જેને દૃઢ વિશ્વાસ હોય, તે પુરૂષ મત્રના ફળને ભોગવે છે



## ન્યાસ.

કોઈપણ સત્કર્મ કરનારે સ્નાનથી શરીરની શુદ્ધિ કરવા ઉપરાત, હાથ વિગેરે દરેક અવયવોમા મત્રનુ સ્થાપન કરીને પરિપૂર્ણ રીત પવિત્ર થવુ જોઇએ–એટલે પ્રભુમય થયા વિના પ્રભુની કથા ગમશે નહિ મત્ર તથા મત્રના દેવતા છદ વિગેરનુ સ્મરણ કર્યા પછી નીચે પ્રમાણે ન્યાસ કરવા

**નૈન છિન્દતિ શસ્ત્રાણિ, નૈન દહતિ પાવકઃ ।।**

અર્થ—" આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી " આ મત્ર બોલીને બન્ને હાથના અગુઠા ભેળા કરીને ગીતાને અગર ગીતાના દેવતા શ્રીકૃષ્ણને નમસ્કાર કરવા ( આ મત્રથી હૃદયને પણ સ્પર્શ કરવો )

**ન ચેન ક્લેદયન્ત્યાપો, ન શોષયતિ મારૂતઃ ।।**

અર્થ—" આત્માને પાણી પલાળી શકતુ નથી, અને પવન સૂકવી શકતો નથી " આ મત્ર બોલીને બન્ને હાથની અગુઠા પાસેની (તર્જની) આગળીઓ ભેળી કરીને ગીતાને અગર ગીતાના દેવતા શ્રીકૃષ્ણને નમસ્કાર કરવા ( આ મત્રથી પુસ્તકને પણ સ્પર્શ કરવો )

**અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ॥**

અર્થ—આ આત્મા છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને તેને સૂકવી પણ શકાય નહિ તેવો છે " આ વચનો બોલીને બન્ને હાથની વચલી આગળીઓ ભેળી કરીને ગીતાને અગર ગીતાના દેવતા શ્રીકૃષ્ણને નમસ્કાર કરવા. ( આ મંત્રથી ' શિખાયૈ વષટ્ ' એમ બોલીને ચોટલીનો સ્પર્શ કરવો )

**નિત્યઃ સર્વગતઃ સ્થાણુ, રચલોઽય સનાતનઃ ॥**

અર્થ—" આત્મા નિત્ય, સર્વ વ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે " આ મંત્ર બોલીને બન્ને હાથની ટચલી પાસેની ( અનામિકાઓ ) આગળીઓ ભેળી કરીને ઉપર પ્રમાણે નમસ્કાર કરવા ( આ મંત્રથી ' કવચાય હુમ્ ' એમ કહીને કવચ પહેર્યાની ભાવના કરવી.

**પશ્ય મે પાર્થ રૂપાણિ, શતશોઽથ સહસ્રશઃ ॥**

અર્થ—" હે પાર્થ ! મારા સેકડો અને હજારો રૂપોને તુ જો " આ મંત્રથી બન્ને હાથની ટચલી આગળીઓ ભેળી કરીને ઉપર પ્રમાણે નમસ્કાર કરવા ( આ મંત્રથી ' નેત્રત્રયાય વૌષટ્ ' એવુ કહીને બેઉ હાથના અગ્રભાગવડે બન્ને ભમરો વચ્ચેના ત્રીજા ગુપ્ત જ્ઞાન ચક્ષુને સ્પર્શ કરવો. )

**નાનાવિધાનિ દિવ્યાનિ, નાનાવર્ણાકૃતીનિ ચ ॥**

અર્થ—" મારા રૂપ અનેક પ્રકારના દિવ્ય અને અનેક વર્ણ તથા આકારના છે " આ મંત્ર બોલીને બન્ને હાથની હથેળીઓ તથા પાછલા ભાગોને ભેળા કરીને ઉપર પ્રમાણે નમસ્કાર કરવા ( આ મંત્ર ભણીને ' અસ્ત્રાય ફટ્ ' એમ કહીને જમણા હાથને માથા ઉપર ફેરવીને તે વડે ડાબી હથેળીમા તાલી પાડવી,

આ પ્રમાણે કરન્યાસ તથા હૃદયાદિ અંગન્યાસ
વિધિ સમાપ્ત,



# વિનિયોગ.

**શ્રીકૃષ્ણ પ્રીત્યર્થે પાઠે વિનિયોગઃ**—શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રીતિને માટેજ આ પાઠમા હુ જોડાઉ છઉ–બીજુ કાઇ કારણ નથી



## ॥ અથ ધ્યાનમ્ ॥



( મગળા ચરણ )

ગીતારૂપી સદ્‌ગ્રન્થનુ, તેમા પ્રતિપાદન થએલા શ્રીકૃષ્ણ પરમાત્માનુ, તે ગ્રન્થના કર્તા વેદવ્યાસનુ, તથા તે ગ્રન્થરૂપી કમળને ઉત્પન્ન થવાનુ સરોવરરૂપી સ્થાન—મહાભારતનુ નીચેના શ્લોકોમા ધ્યાન છે ધ્યાન એટલે ચિત્તવૃત્તિના પ્રવાહમા ઉપલા વિષયોને લાવવા તે ધ્યાનના, નીચે જણાવેલા નવ શ્લોકો, કોઈ અમુક એક શાસ્ત્રમાથી લીધેલા જણાતા નથી પણ પાછળથી થએલા સારા સારા ગ્રન્થોમાથી આ શ્લોકો ચુટી લીધા જણાય છે. ચુટણી ઉત્તમ હોવાને લીધે દરેક છાપેલી ગીતાઓમા ધ્યાનના આ નવ શ્લોકો જોવામા આવે છે

( નીચેના શ્લોકથી ગીતાનુ ધ્યાન ધરાય છે )

**પાર્થાય પ્રતિબોધિતાં ભગવતા, નારાયણેન સ્વયં,**
**વ્યાસેન ગ્રથિતાં પુરાણમુનિના, મધ્યે મહાભારતમ્ ।**
**અદ્વૈતામૃતવર્ષિણી ભગવતી, મષ્ટાદશા ધ્યાયિની-**
**મ બ ત્વામનુસ દધામિ ભગવદ્, ગીતે ભવદ્વેષિણીમ્ ॥૧॥**

---

(૧) પદચ્છેદ—**અંબ, ભગવદ્ ગીતે,**—ભગવત્ ગીતારૂપી હે માતા **ત્વા અનુસંદધામિ**—હુ તારૂ ધ્યાન ધરૂ છઉં. **ભગવતા નારાયણેન સ્વયં**—

**અર્થ**—મહાભારતના મધ્યમા પ્રાચીન મુનિ વેદવ્યાસે રચેલી તથા ભગવાન નારાયણે ( શ્રીકૃષ્ણે ) પોતાના સ્વમુખથી, અર્જુનને કહેલી, તથા જે અદ્વૈત સિદ્ધાતરૂપી અમૃતને વરસાવનારી છે, તથા જે ભગવાનની શક્તિરૂપ છે, તથા જેમા અઢાર અધ્યાય છે તે, તથા જે સસારી વિચારોનો નાશ કરનારી છે—એવી—હે ભગવદ્‌ગીતારૂપી માતા ( હુ ) તારૂ ધ્યાન ધરૂ છઉ

( નીચેના શ્લોકથી વેદવ્યાસનુ ધ્યાન ધરાય છે )

**નમોઽસ્તુ તે વ્યાસ વિશાલબુદ્ધે, ફુલ્લારવિદાયતપત્રનેત્ર;**
**યેન ત્વયા ભારતતૈલપૂર્ણ:, પ્રજ્વાલિતો જ્ઞાનમય: પ્રદીપ:**

**અર્થ**—હે વિશાળ બુદ્ધિવાળા તથા ખીલેલા કમળની લાબી પાખડી જેવા નેત્રવાળા વ્યાસજી, આપને નમસ્કાર હો ( કારણકે ) ભારતરૂપીતેલે જેને પૂર્ણ કારણ આપ્યું છે એવો ( ભગવદ્‌ગીતારૂપી ) જ્ઞાનમય દીવો આપનાથી પ્રગટ થયો છે

---

નારાયણ ભગવાનને પોતાના સ્વમુખથી **महाभारतम् मध्ये**—મહાભારતના મધ્ય ભાગમા **पार्थाय प्रतिबोधिता**—અર્જુનને કહી સભળાવેલી **पुराणमुनिना व्यासेन ग्रथिता**—પ્રાચીન કાળના મુનિ વ્યાસ ભગવાનથી ગુથાએલી—રચાએલી—લખાએલી **अद्वैतामृतवर्षिणीं**—અદ્વૈત સિદ્ધાતરૂપી અમૃતને વરસાવનારી **भगवतीम्**—ભગવાનની શક્તિરૂપ **अष्टादशाध्यायिनीं**—અઢાર અધ્યાય જેમા છે, એવી **भवद्वेषिणीम्**—સસારનો દ્વેષ કરનારી એટલે સસારી વિચારોનો નાશ કરનારી એટલે જીવભાવ હઠાવનારી

(૨) **પદચ્છેદ**—**ते नम अस्तु**—તમને નમસ્કાર હો, **विशालबुद्धे व्यास**—હે વિશાળ બુદ્ધિવાળા વ્યાસજી **फुल्लारविंदायतपत्रनेत्र**—ખીલેલા કમળની લાંબી પાખડી જેવા જેના નેત્ર છે એવા [ હે વ્યાસજી, ] **येन त्वया प्रज्वालित**—આપ કે જેનાથી પ્રગટયો છે **भारततैलपूर्ण**—ભારતરૂપી તેલ જેને પૂર્ણ કારણ રૂપ છે એવો અગર ભારતરૂપી મૂળ વિષયમાથી ઉત્પન્ન થનારો **ज्ञानमय: प्रदीप:**—જ્ઞાનમય દીવો

( નીચેના શ્લોકથી શ્રીકૃષ્ણનુ ધ્યાન ધરાય છે )

**પ્રપન્નપારિજાતાય, તોત્રવેત્રૈકપાણયે;**
**જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય, ગીતામૃતદુહે નમઃ ॥ ૩ ॥**

અર્થ—જ્ઞાનની મૂર્તિરૂપ શ્રીકૃષ્ણ કે જે શરણે આવેલા જીવોને કલ્પવૃક્ષરૂપ છે, તથા જેના હાથમા નેતરનો ચાબુક છે એવા, તથા જેમણે ગીતારૂપી અમૃતને દોહી લીધુ છે એવા જ્ઞાન મૂર્તિરૂપ શ્રીકૃષ્ણને મારા પ્રણામ (હજો)

( નીચેના શ્લોકથી ગીતાનુ મૂળ સૂચવે છે )

**સર્વોપનિષદો ગાવો, દોગ્ધા ગોપાલનન્દનઃ ।**
**પાર્થો વત્સઃ સુધીર્ભોક્તા, દુગ્ધં ગીતામૃતં મહત્ ॥૪॥**

અર્થ—સર્વ ઉપનિષદોરૂપી ગાયો સમજવી, તે ગાયોને દોહનાર નંદના પુત્ર શ્રીકૃષ્ણ સમજવા, ગીતારૂપી મહાન્ અમૃત સરખા દુધને પીનારો અર્જુનરૂપી બુદ્ધિમાન વાછડો સમજવો

શ્રીકૃષ્ણે સર્વ ઉપનિષદોમાથી સાર ખેચીને આ ગ્રન્થમા ગોઠવી દીધો છે, તેથી આ ગ્રન્થનુ પુરૂ નામ ' શ્રીમદ્ ભગવદ ગીતા ઉપનિષદ્ ' છે ગીતાનો દરેક અધ્યાય સમાપ્ત થતા "ઇતિ

---

(૩) પદચ્છેદ —**પ્રપન્નપારિજાતાય**–શરણે આવેલા જીવોના સર્વ મનોરથો પરિપૂર્ણ કર તેવા–કલ્પવૃક્ષ જેવા–**તોત્રવેત્રૈકપાણયે**–અર્જુનનો રથ હાકતી વખતે જેના હાથમા નેતરનો ચાબુક હતો એવા કૃષ્ણને **જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય**–જ્ઞાનની મૂર્તિરૂપ શ્રી કૃષ્ણને **ગીતામૃતદુહે**–ગીતારૂપ અમૃતને દોહનારા શ્રીકૃષ્ણને **નમ**–નમસ્કાર અગર પ્રણામ [હો]

(૪) પદચ્છેદ—**સર્વોપનિષદ ગાવ**–સર્વ ઉપનિષદોરૂપી ગાયો [સમજવી] **દોગ્ધા ગોપાલનન્દનઃ**–તે ગાયોને દોહનાર નંદના પુત્ર શ્રીકૃષ્ણ (સમજવા). **સુધી**–સારી બુદ્ધિવાળો **પાર્થો વત્સ ભોક્તા**–અર્જુનરૂપી ( તે દુધને ) ભોગવનાર–પીનાર વાછડો ( સમજવો ) **ગીતામૃત મહત્ દુગ્ધં**–ગીતારૂપી મહાન્ અમૃત સરખા દુધને

શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયામ્ ” વિગેરે શબ્દો પણ સુચવે છે કે—આ ઉપદેશ ઉપનિષદ્ અગર બ્રહ્મ વિદ્યામાથી એચી કાઢેલો છે કર્મ, ઉપાસના, જ્ઞાન, વર્ણ આશ્રમ વિગેરે ઘણા પ્રકારના ઉપદેશોનો ગીતામા સમાસ છે માટે ગીતા સૂપનિષત્સુ ( સપ્તમીનુ બહુ વચન ) બોલાય છે ઉપનિષદ્ને લીધેજ ગીતા ( સ્રી લિગમા ) બોલાય છે ઉપનિષદ્ની સાથે સબધ ન હોત તો ‘ ભગવત્ ગીત ’ કહેવાત

( નીચેના શ્લોકમા ગોપાલનદન એટલે ‘ શ્રીકૃષ્ણજ સુચવવાનો ભાવ છે )

**વસુદેવસુત દેવ, કસચાણૂરમર્દનમ્ ।**
**દેવકીપરમાનદ, કૃષ્ણ વદે જગદ્ગુરૂમ્ ॥ ૫ ॥**

અર્થ—વસુદેવના પ્રતાપી પુત્ર, કસ તથા ચાણૂર નામના દૈત્યને મારનાર, દેવકીજીને ઘણોજ આનદ આપનાર અને જગતના ગુરૂ છે, એવા શ્રીકૃષ્ણને હુ પ્રણામ કરૂ છઉ

( હવે આ શ્લોકમા, રણસગ્રામરૂપી રણ નદીમા સુભટોરૂપી જે મુશ્કેલીઓ હતી તેનુ તથા શ્રીકૃષ્ણરૂપી વહાણવટીની કૃપાનુ વર્ણન છે )

**ભીષ્મદ્રોણતટા જયદ્રથજલા, ગાધારનીલોપલા;**
**શલ્યગ્રાહવતી કૃપેણ વહની, કર્ણેન વેલાકુલા ।**
**અશ્વત્થામવિકર્ણઘોરમકરા, દુર્યોધનાવર્તિની;**
**સોત્તીર્ણા ખલુ પાડવૈ રણનદી, કૈવર્તકઃ કેશવઃ ॥ ૬ ॥**

---

(૫) પદચ્છેદ.—**वसुदेवसुत देव कृष्ण**—વસુદેવના પ્રતાપી પુત્ર શ્રીકૃષ્ણને **कंसचाणूरमर्दनम्**—કસ અને ચાણૂર નામના દૈત્યોને મારનાર **देवकीपरमानन्द**—દેવકીજીના પરમ આનદરૂપ (કૃષ્ણને) **जगद्गुरुम्**—જગતના ગુરૂરૂપ ( કૃષ્ણને ) **वन्दे**—હુ પ્રણામ કરૂ છઉ

(૬) પદચ્છેદ —**सा रणनदी**—તે રણસગ્રામરૂપી રણનદી. **खलु पाण्डवैः**

અર્થ—જે રણ નદીમા ભીષ્મ તથા દ્રોણ જેવા કાઠા હતા, જયદ્રથરૂપી જળ હતુ, શકુની જેવા કાળા રગના પથ્થરો હતા, શલ્યરાજારૂપી મોટા ઝુડ હતા, કૃપાચાર્યરૂપી પ્રવાહ હતો, કર્ણરૂપી પૂરથી જે નદી ઉભરાતી હતી, અશ્વસ્થામા તથા વિકર્ણ જેવા મોટા મોટા મગરો હતા, દુર્યોધનરૂપી વમળ અગર ભમરીયો હતી, તે રણ નદી ખરેખર પાડવોથી ઉતરાઇ—એટલે તેમા પાડવોનો જય થયો—( કારણકે ) નાવિક શ્રીકૃષ્ણ હતા

વિવેચન—આ શ્લોક ભાસકવિના ‘ ઉરૂભગ ’ નામના નાટકમાથી લીધેલો જણાય છે આ સમર્થ કવિ કાળીદાસની પૂર્વે થઇ ગયો છે

( હવે આ શ્લોકમા મહાભારતનો મહિમા સુચવે છે )

**પારાશર્યવચઃસરોજમમલ, ગીતાર્થગધોત્કટ;**
**નાનાખ્યાનકકેસરં હરિકથા, સબોધનાબોધિતમ્ ।**
**લોકે સજ્જનષટ્પદૈરહરહઃ, પેપીયમાન મુદા;**
**ભૂયાદ્‌ભારતપકજ કલિમલ,પ્રધ્વસિ ન શ્રેયસે ॥ ૭ ॥**

---

**ઉત્તીર્ણા**—ખરેખર પાડવોથી ઉતરાઇ **ભીષ્મદ્રોણતટા**—જે રણનદીના ભીષ્મ તથા દ્રોણરૂપી કાઠા હતા તે **જયદ્રથજલા**—જે રણનદીમા જયદ્રથરૂપી જળ હતુ તે **ગાંધારનીલોપલા**—( જે રણનદીમા ) ગાધાર દેશનો રાજા એટલે શકુનીરૂપી કાળા પથ્થર હતા તે **શલ્યગ્રાહવતી**—( જે રણનદીમા ) શલ્ય રાજારૂપી મોટા ઝુડ હતા તે **કૃપેણ વહની**—( જે નદીમા ) કૃપાચાર્યરૂપી પ્રવાહ હતે તે **કર્ણેન વેલાકુલા**—( જે નદી ) કર્ણરૂપી પૂરથી ઉભરાતી હતી **અશ્વસ્થામવિકર્ણઘોરમકરા**—( જે નદીમા ) અશ્વસ્થામા તથા વિકર્ણ રાજા જેવા મોટા મોટા મગરો હતા તે **દુર્યોધનાવર્તિની**—( જે નદીમા ) દુર્યોધનરૂપી ભમરી હતી તે **કૈવર્તકઃ કેશવ**—જે નદીમા વહાણવટી અગર નાવિક શ્રીકૃષ્ણ હતા તે નદી

(૭) **પદચ્છેદઃ—ભારતપકજ ભૂયાત્**—મહાભારતરૂપી કમળ થાઓ **કલિમલપ્રધ્વસિ**—કળીયુગના પાપોનો નાશ કરનાર **નઃ શ્રેયસે**—અમારૂ કલ્યાણ

અર્થ—શ્રી વેદવ્યાસની વાણીરૂપી સરોવરમાંથી ઉત્પન્ન થએલુ, નિર્મળ, ગીતાના સુગંધવાળા અર્થથી બહેકી રહેલુ, અનેક નાના મોટા આખ્યાનરૂપી કેસરોવાળુ, ભગવાનની કથારૂપી ઉપદેશથી ખીલી નીકળેલુ, આ સંસારમાં ભગવદ્ રસને ગ્રાહ-નારા—મુમુક્ષુઓરૂપી ભ્રમરો જેનુ સદા પાન કરી રહ્યા છે એવુ, અને કળીયુગના પાપોનો નાશ કરનાર શ્રી મહાભારતરૂપી કમળ અમારૂ કલ્યાણ કરનાર થાઓ

( ગમે તેવા જીવે, પોતાની ઉણપ સામુ ન જોતા, શ્રીકૃષ્ણની ઉદારતા સામુ ધ્યાન રાખી, પ્રયત્ન કરવાનુ નીચેનો શ્લોક સુચવે છે )

**મૂકં કરોતિ વાચાલં, પંગું લંઘયતે ગિરિમ્ ।**
**યત્કૃપા તમહં વંદે, પરમાનંદમાધવમ્ ॥ ૮ ॥**

અર્થ જેની કૃપા મુંગાને મહાન્ વક્તા બનાવે છે, લંગડાને પર્વત ઓળંગાવે છે—પર્વત ઓળંગાવે એટલે બળવાન કરી શકે છે—તે પરમાનંદ સ્વરૂપ માધવ એટલે માયાના ધણીને હુ પ્રણામ કરૂ છઉ

---

કરનાર [થાઓ] ( હવે કમળના વિશેષણો છે ) **पाराशर्यवचःसरोजम्** **अमलम्**—શ્રી વેદવ્યાસની વાણીરૂપી સરોવરમાંથી પ્રગટ થએલુ અને નિર્મળ **गीतार्थगंधोत्कट**—ગીતાના અર્થરૂપી તીવ્ર સુગંધથી બહેકી રહેલુ **नाना-ख्यानककेसर**—નાના પ્રકારના આખ્યાનોરૂપી કેસર જેમા છે તે **हरिकथा संबोधनाबोधितम्**—ભગવાનની કથાના ઉપદેશથી ખીલી રહેલુ **लोके सज्जन षट्पदैः**—આ સંસારમા રૂડા પુરૂષોરૂપી ભ્રમરોથી **अहरहः**—હમેશા **पेपीय-मानं मुदा**—આનંદથી પીવાય છે તે—સંભળાય છે તે જેનુ પાન આનંદથી કરી રહ્યા છે તે

(૮) પદચ્છેદ—**यस्य कृपा इति यत्कृपा**—જેની કૃપા **मूकं वाचालं करोति**—મુંગાને મહાન્ વક્તા બનાવે છે **पंगुं**—લંગડાને **लंघयते गिरिम्**—પર્વત ઓળંગાવે છે **परमानंदमाधवम्**—તે પરમ આનંદરૂપ માધવને **अहं वंदे**—હું પ્રણામ કરૂ છઉં

( નીચેનો શ્લોક ભગવાનના નિર્ગુણ સ્વરૂપનુ વર્ણન કરે છે. )

યં બ્રહ્માવરૂણેન્દ્રરૂદ્રમરૂતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈર-
વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા, પશ્યન્તિ યં યોગિનો;
યસ્યાંત ન વિદુઃ સુરાસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥૯॥

અર્થ—જે શ્રીકૃષ્ણ અગર પરબ્રહ્મની, બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, સદાશિવ તથા પવનના દેવો, દિવ્યસ્તોત્રોથી સ્તુતિ કરે છે, સામવેદનુ ગાન કરનારા ( બ્રાહ્મણો ) અંગ, પદ, ક્રમ, અને ઉપનિષદોસહિત વેદોથી, જે શ્રીકૃષ્ણનું ગાન કરી રહ્યા છે, સમાધિમાં સ્થિર થઈ ગએલા યોગિઓ, તે પરબ્રહ્મમા લગાડેલા પોતાના મનથી, જેમને જોઈ રહ્યા છે એટલે જેમને અનુભવે છે, અને જેમના અંતને દેવતા તથા અસુરો જાણતા નથી તે પરબ્રહ્મને મારા પ્રણામ હજો

॥ ઇતિ ધ્યાનમ્ ॥



(૯) પદચ્છેદ.—**ब्रह्मावरुणेन्द्ररुद्रमरुत**–બ્રહ્મા, વરૂણ ઇન્દ્ર, સદાશિવ, અને પવનના દેવો **यं दिव्यै. स्तवै स्तुन्वन्ति**–જેમની દિવ્ય સ્તોત્રોવડે સ્તુતિ કરે છે **यं सामगा. गायन्ति**–સામવેદને ગાનારા ( બ્રાહ્મણો ) જેનુ ગાન કરી રહ્યા છે **सांगपदक्रमोपनिषदै. वेदै**–અંગ પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદોવડે **ध्यानावस्थिततद्गतेन मनसा**–ધ્યાનમા સ્થિર થઇને તે પરમાત્મામા લાગેલા મનવડે **योगिन यं पश्यन्ति**–યોગિઓ જેને જુએ છે–એટલે અનુભવે છે **सुरासुरगणा यस्य अन्त न विदु**–દેવો તથા દૈત્યોના ટોળાઓ જેના અન્તને જાણતા નથી **तस्मै देवाय नमः**–તે દેવને ( મારા ) પ્રણામ ( હજો

# સંસ્કૃત ભાષા.



દુનિયાના મોટા મોટા વિદ્વાનો સિદ્ધ કરી શક્યા છે કે સસ્કૃત ભાષા તે મૂળ ભાષા છે અને તેમાથી નીચે જણાવેલી અનેક ભાષાઓ ઉત્પત્તિ પામી છે

“ હીંદી, ગુજરાતી, મરાઠી, બગાળી, માગધી, તેલગ, અગ્રેજી, લેટીન, ગ્રીક, ઇરાની ( સ્પર્શીયન ), આરબી, ફ્રેન્ચ જર્મન વિગેરે ”

ધર્મ, સાહિત્ય, ન્યાય, યોગ વિગેરે ગ્રન્થો રૂષિઓએ પોતાની ભાષામા ( એટલે સસ્કૃત ભાષામા ) લખેલા છે તેના અત્યારે ઘણા ભાષાતરો થયા છે, પણ મુળ લખાણુમા જે મીઠાશ હોય છે તે ભાષાતરોમા હોતી નથી ચીકાગો ( અમેરીકા યુનાઇટેડ સ્ટેટસ )મા થોડા વરસ અગાઉ દેશેદેશના ધાર્મીક પુરૂષોની મોટી સભા મળી હતી તે સભામા સ્વામી વિવેકાનદજી પણ હાજર હતા. ‘ અમુક એક ભાષામાજ, સૌ પોતપોતાના વિચાર ન જણાવી શકે, ’ એવી સ્થીતિ જણાયા પછી તે સભામા એવો ઠરાવ થયો કે ‘ સૌએ પોતપોતાના દેશની મુખ્ય ( સામાન્ય ) ભાષામા વ્યાખ્યાન આપવું ’ આ ઠરાવને આધારે સ્વામી વિવેકાનદજીએ હીંદીમા વ્યાખ્યાન આપ્યું વ્યાખ્યાનના દર્મીયાનમા ધર્મશાસ્ત્રોનો આધાર આપવામાટે સ્વામીજી સસ્કૃત શ્લોકો પણ બોલતા હતા હીંદી અગર સસ્કૃત ભાષાને સમજનારા કોઈ બે પાચ–પચીશ શ્રોતાઓ હતા–બાકી બધાને તુબડીમા કાકરા જેવુ હતું સસ્કૃત શ્લોકોનો અર્થ સમજાતો નહોતો, તોપણ રૂષિઓના પવિત્ર ઉદ્ગારોએ કાઇંક ઓર ભાવના પેદા કરી. સૌને તે શ્લોકો સાભળવા ગમ્યા. ભાષણ કરતા કરતા સ્વામીજી જરા થોભતા–અટકતા ત્યારે ચારે તરફથી “ Go on with what you are singing &c. ”

એવો અવાજ થતો હતો તાત્પર્ય—ભલે તેમા સમજણ ન પડે તોપણ તે દેવભાષા હોવાથી સાભળવી ગમે તેવી છે

યુરોપ અમેરિકાના વિદ્વાનો, ૠષિયોનો ભાવ યથાર્થરીતે સમજવા માટે સસ્કૃત ભાષા ભણવા લાગી ગયા છે જર્મની અને અમેરિકા ભાષા—જ્ઞાનમા આગળ વધ્યા છે

જે ભાષા ૠષિયોને તેમજ અનેક વિદ્વાનોને ઘણીજ પ્રિય છે, તે ભાષાને, અહીં આપણે “ Dead language ( મુવેલી ભાષા ” તરીકે ઓળખીએ છઇએ વાસ્તવિક રીતે જોતા ભાષા મરેલી નથી પણ આપણો ઉત્સાહ અને અભ્યાસ મરવા પડયા છે એટલે આપણે ગતિ તથા શક્તિ રહિત બનતા જઇએ છઇએ

કેટલાએક ભાઇઓ તથા બ્હેનો સસ્કૃત શ્લોકો જોઇને ડરી જાય છે—અડકતા પણ અભડાય છે—સસ્કૃત આવડતુ નથી માટે શ્લોકોને અડકતા નથી, તે વાત વ્યાજબી છે, પણ સસ્કૃત શીખવા માટે પ્રયત્ન ન કરવો, તે વાત વ્યાજબી નથી **ઉન્નતિનું દ્વાર પ્રયત્ન કરનારને માટે ખુલ્લું છે. આળસુને કદિ લાભ હોતો નથી.** જેને સસારમા—ખાધાપીધાની જરાએ ફીકર નથી એવા બાવા—સાધુ—આચાર્યો અગર મહતો પણ આળસુ બની ગયા છે, ‘ રામ રામમે સબ આ ગયા ’ અગર “ દેવસેવામાબધુ આવી ગયુ ” એમ કહીને પોતાનો સતોષ બતાવે છે, અને કાયરતાને ઢાકે છે અફસોસની વાત છે આવા આળસુથી દૂર રહેતા શીખવુ તેઓ ભણવાની ઇચ્છા કરે તો જરૂર તેમને મદદ કરવી

ગીતાના શ્લોકોમા સમજણયુક્ત પ્રેમ થાય, એવા હેતુથી—શ્લોકો ગુજરાતી ટાઇપમા લીધા છે તે શ્લોકોની નીચે શ્લોકમા આવેલા શબ્દો, છુટા છુટા બતાવ્યા છે, અને તે શબ્દોનો સબધ તથા અર્થ સૂચવવાને માટે દરેક પાનાની ફુટનોટમા પદચ્છેદ પણ આપ્યુ છે કોઇપણ ભાષાનુ જ્ઞાન મેળવવુ હોય ત્યારે તે ભાષાનું વ્યાકરણ જાણવું જોઇએ સસ્કૃત વ્યાકરણનો વિષય ગહન છે, અને મોટી ઉમરના અગર જાડી બુદ્ધિવાળા સ્રીપુરૂષોને અત્યારે

અર્થ—( દુર્યોધન કહે છે કે ) હે દ્રોણાચાર્યજી ! પાંડુરાજાના પુત્રોની આ મોટી સેનાને ( આપ ) જુઓ તે સેનાની વ્યૂહરચના, દ્રુપદરાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, જે આપનો બુદ્ધિમાન શિષ્ય છે, તેણે કરેલી છે.

વિવેચન—આચાર્ય એટલે જે પોતે આચરીને જગતને સન્માર્ગે દોરે તે સારા શાસ્ત્રો, સારા પંડીતો અને સારા વિચારોના આશ્રય વિનાનો આચાર્ય, પાંખ વિનાનો પંખી છે આચાર્યોએ તેમજ શિષ્યોએ આ ખોડ પૂરી પાડવા ખાસ આગ્રહ સેવવો જોઇએ

શ્લોક—અત્ર શુરા મહેષ્વાસા, ભીમાર્જુનસમા યુધિ ।
યુયુધાનો વિરાટશ્ચ, દ્રુપદશ્ચ મહારથઃ ॥ ૪ ॥

પદાનિ—અત્ર–શુરા –મહેષ્વાસા –ભીમાર્જુનસમા –યુધિ ।
યુયુધાન –વિરાટ –ચ–દ્રુપદ –ચ–મહારથ ॥ ૪ ॥

અર્થ—( દુર્યોધન આગળ બોલ્યો કે હે આચાર્ય ! ) આ ( એટલે પાંડવોની ) સેનામા, મોટા મોટા ધનુષ્યોને ધારણ કરનારા, અને યુદ્ધમા ભીમ અને અર્જુનના જેવા શૂરવીર, યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ રાજા છે

વિવેચન—દસ હજાર ધનુષ્યધારણ કરવાવાળા યોદ્ધાઓની

---

योग्य शिष्य तेन ) धीमता द्रुपदपुत्रेण—ચતુર અગર દક્ષ એવો દ્રુપદરાજાનો પુત્ર જે તમારો શિષ્ય છે તેનાથી व्यूढाम्—વ્યુહ રચનામા ગોઠવાયેલુ ( સૈન્ય )

૪ પદચ્છેદ —अत्र–આ સૈન્યમા ( महान्तः इष्वासा ( ધનુષ ) येषाम् ते महेष्वासा ) शूरा महेष्वासा –મોટા મોટા ધનુષના ધારણ કરવાવાળા વીર પુરુષો युधि–યુદ્ધમા भीमश्च अर्जुनश्च भीमार्जुनौ ताभ्याम् समा भीमार्जुनसमा -ભીમ તથા અર્જુન જેવા युयुधान विराटश्च–યુયુધાન નામનો રાજા અને વિરાટ નામનો રાજા च–અને महारथ द्रुपदश्च અને મહારથી દ્રુપદ રાજા

સામે જે એકલો લડી શકે તે **મહારથી** કહેવાય છે, એકજ પુરૂષની સાથે જે લડી શકે તે **રથી** કહેવાય છે, અને અપાર શત્રુઓ સાથે જે એકલો લડી શકે છે તે **અતિરથી** કહેવાય છે આ વિષયને ઉદ્યોગ પર્વના ૧૬૪ થી ૧૭૧ સુધીના આઠ અધ્યાયમા ચર્ચ્યો છે

**શ્લોક**—ધૃષ્ટકેતુશ્ચેકિતાનઃ, કાશિરાજશ્ચ વીર્યવાન્ ।
પુરૂજિત્ કુન્તિભોજશ્ચ, શૈબ્યશ્ચ નરપુંગવઃ ॥ ૫ ॥

**પદાનિ**—ધૃષ્ટકેતુ –ચેકિતાન –કાશિરાજ –ચ–વીર્યવાન ।
પુરૂજિત્–કુન્તિભોજ –ચ–શૈબ્ય –ચ–નરપુંગવ ॥ ૫ ॥

અર્થ—( દુર્યોધન દ્રોણાચાર્યજીને આગળ કહે છે કે ) અને ધૃષ્ટકેતુ ( શીશુપાળનો પુત્ર ), ચેકિતાન તથા કાશીનો બળવાન રાજા, તેમજ કુન્તિભોજ રાજાના કુળનો પુરૂજીત્ તથા નરોમા શ્રેષ્ઠ એવો શૈબ્ય ( આ પાંડવોના સૈન્યમા છે )

વિવેચન—ચેકિતાન એક યાદવ છે મહાભા ઉદ્યોગ પર્વના ૧૭૧ મા અધ્યાયમા કહે છે કે–આ પુરૂજીત્ રાજા અર્જુનનો મામો હતો કુંતિ, કુંતિભોજ રાજાને દત્તક આપી હતી પુરૂજીત્ કુંતિભોજ રાજાનો ઔરસ પુત્ર હતો શૈબ્ય એટલે શિબિ દેશનો રાજા

**શ્લોક**—યુધામન્યુશ્ચ વિક્રાન્ત, ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્ ।
સૌભદ્રો દ્રૌપદેયાશ્ચ, સર્વ એવ મહારથાઃ ॥ ૬ ॥

---

૫ પદચ્છેદ—**धृष्टकेतु चेकितान**—ધૃષ્ટકેતુ તથા ચેકિતાન **च**–અને **प्रशस्त वीर्यं अस्ति यस्य वीर्यवान्** ) **वीर्यवान् काशिराज**–બળવાન કાશીનો રાજા **पुरुजित् कुंतिभोजश्च**–પુરૂજીત્ જે કુંતિભોજના કુળનો છે તે ( **नरेषु पुंगवः नरपुंगवः**) **नरपुंगव शैब्य**–પુરૂષોમા ઉત્તમ શૈબ્ય

૬ પદચ્છેદ—( **विशेषेण क्रान्तं विक्रांतं** ) **विक्रान्त युधामन्यु च**– અને મહાપરાક્રમી યુધામન્યુ રાજા **च**–અને **वीर्यवान् उत्तमौजा**—

પદાનિ—યુધામન્યુ –ચ–વીક્રાન્ત –ઉત્તમૌજા –ચ–વીર્યવાન્–
સૌભદ્ર –દ્રૌપદેયા –ચ–સર્વે–એવ–મહારથા ॥ ૬ ॥

અર્થ—( દુર્યોધન દ્રોણાચાર્યજીને આગળ કહે છે કે ) તે ઉપરાંત, મહાપરાક્રમી યુધામન્યુ, મહા બળવાન્ ઉત્તમૌજા નામનો રાજા, સુભદ્રાનો પુત્ર ( અભિમન્યુ ) તથા દ્રૌપદીના પુત્રો, એ સર્વે મહારથીઓ પણ ( પાંડવોના સૈન્યમાં ) છે

વિવેચન—યુધામન્યુ અને ઉત્તમૌજા એ બે પાંચાલ દેશના રાજકુટુંબીઓ હતા તથા આ યુદ્ધમાં અર્જુનના રથના પૈડાના રક્ષકો હતા

શ્લોક—અસ્માકં તુ વિશિષ્ટા યે, તાન્નિબોધ દ્વિજોત્તમ ।
નાયકા મમ સૈન્યસ્ય, સંજ્ઞાર્થં તાન્બ્રવીમિ તે ॥ ૭ ॥

પદાનિ–અસ્માકં–તુ–વિશિષ્ટા –યે–તાન્–નિબોધ–દ્વિજોત્તમ ।
નાયકા –મમ–સૈન્યસ્ય–સંજ્ઞાર્થં–તાન્–બ્રવીમિ–તે ॥ ૭ ॥

અર્થ—( દુર્યોધન આગળ કહે છે કે ) હે બ્રાહ્મણોમાં ઉત્તમ પુરૂષ ! અગર બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય જેઓ દ્વિજ લોકો છે તેઓમાં ઉત્તમ છો એવા હે આચાર્ય ! આપણા સૈન્યમાં જેઓ મોટા મોટા લડવૈયા છે તેઓ પણ ( એટલે તે-

---

બળવાન ઉત્તમૌજા **सुभद्राया अपत्यं पुमान् सौभद्रः**—સુભદ્રાનો પુત્ર અભિમન્યુ **द्रौपद्याः अपत्यानि पुमांस द्रौपदेयाः**–દ્રૌપદીના પુત્રો **च**–અને **सर्वे एव** તે તમામ, **महारथा**–મહારથીઓ

૭ પદચ્છેદ—**तु** પણ **द्विजेषु उत्तमः द्विजोत्तमः तत् संबुद्धौ हे द्विजोत्तम !** હે દ્વિજોમાં ઉત્તમ ! **अस्माकं ये विशिष्टाः**—આપણામાં જેઓ ઉત્તમ ( છે ) **तान् निबोध**–તેઓને જાણો એટલે તેઓના નામ સાંભળો **मम सैन्यस्य ( ये ) नायका**—જેઓ મારા સૈન્યના આગેવાનો ( છે ) **संज्ञार्थं तान् ब्रवीमि ते**–તમને તેઓના નામ બોલીને કહું છઉં.

ઓના નામ પણ ) સાભળો મારી સેનાના મુખ્ય નાયકોના નામ ( હવે ) હુ આપની જાણુ માટે કહુ છઉ

**શ્લોક—ભવાન્ભીષ્મશ્ચ કર્ણશ્ચ, કૃપશ્ચ સમિતિંજયઃ ।**
**અશ્વત્થામા વિકર્ણશ્ચ, સૌમદત્તિસ્તથૈવ ચ ॥ ૮ ॥**

**પદાનિ**—ભવાન–ભીષ્મ –ચ–કર્ણ –ચ–કૃપ –ચ–સમિતિ જય ॥
અશ્વત્થામા–વિકર્ણ –ચ–સૌમદત્તિ –તથા–એવ–ચ ॥૮॥

અર્થ—( દુર્યોધન કહે છે કે હે આચાય ! ( એક તો ) આપ, ભીષ્મ, કર્ણ, યુદ્ધમા જય મેળવનારા એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તિ એટલે ભુરિશ્રવા તથા–

વિવેચન—કોઈ કોઇ પ્રતોમા ' **તથૈવ ચ** ' ને ઠેકાણે ' **જયદ્રથ** એવુ લખાણુ પણ છે **જયદ્રથ** હોય તો તે સિધુ દેશનો રાજા હતો અને અભિમન્યુને તેણે માર્યો હતો, એવુ કહેવાયું હતુ

**શ્લોકઃ—અન્યે ચ બહવઃ શૂરા, મદર્થે ત્યકતજીવિતાઃ ।**
**નાનાશસ્ત્રપ્રહરણાઃ, સર્વે યુદ્ધવિશારદાઃ ॥ ૯ ॥**

**પદાનિ**—અન્યે–ચ–બહવ –શુરા –મદર્થે–ત્યક્તજીવિતા ।
નાનાશસ્ત્રપ્રહરણા –સર્વે–યુદ્ધવિશારદા ॥ ૯ ॥

---

(૮) પદચ્છેદ—**भवान्**–આપ **भीष्मश्च कर्णश्च**–ભીષ્મ તથા કર્ણ [ **समितिं** ( યુદ્ધને ) **जयति इति समितिंजय** ] **समितिंजयः कृपश्च**–રણુમાં જીત મેળવનાર કૃપાચાર્ય **अश्वत्थामा विकर्णश्च**–અશ્વત્થામા તથા વિકર્ણ **सौमदत्ति**–સોમદત્ત રાજાનો પુત્ર **तथा एव च**–અને એવા બીજા

(૯) પદચ્છેદ—**अन्ये च बहवः शूरा**–અને આવા બીજા વીર પુરૂષો **मम अर्थे मदर्थं –तस्मिन् मदर्थे**–મારા માટે **त्यक्त जीवितं यै ते त्यक्तजीविताः**–જેમણે જીવવાની આશા છોડી દીધી છે એવા **नाना शस्त्रैः प्रहरणं** ( માર ) **येषाम् ते**–નાના પ્રકારના શસ્ત્રોથી માર મારવાના

અર્થ—( દુર્યોધન, દ્રોણાચાર્યજીને કહે છે કે ) હે આચાર્ય ! મારે માટે જીવવાની આશાનો ત્યાગ કરનારા બીજા પણ ઘણા શૂર પુરૂષો છે, અને તેઓ નાના પ્રકારના શસ્ત્ર વાપરવામા કુશળ છે અને યુદ્ધ કરવામા સારી રીતે કેળવાયેલા છે

વિવેચન—પોતાના સૈન્યની પ્રબળતા બતાવે છે

**શ્લોક—અપર્યાપ્તં તદસ્માકં, બલં ભીષ્માભિરક્ષિતમ્ ॥**
**પર્યાપ્તં ત્વિદમેતેષાં, બલં ભીમાભિરક્ષિતમ્ ॥૧૦॥**

**પદાનિ**—અપર્યાપ્તં–તત–અસ્માકં–બલં–ભીષ્માભિરક્ષિતમ્ ॥
પર્યાપ્તં–તુ–ઇદમ્–એતેષા–બલં–ભીમાભિરક્ષિતમ્ ॥૧૦॥

અર્થ—આ આપણુ સૈન્ય ન ગણી શકાય તેવુ મોટુ છે અને ભીષ્મથી રક્ષાએલુ છે, અને તેઓનુ એટલે પાડવોનુ સૈન્ય થોડુ તથા ભીમસેનથી રક્ષાએલુ છે

વિવેચન—આ શ્લોકમા **અપર્યાપ્ત** તથા **પર્યાપ્ત** એવા બે શબ્દો છે તેનો અર્થ જાણવા જેવો છે **પર્યાપ્ત** એટલે જોઈએ તેટલુ, અગર પુરતુ અને **અપર્યાપ્ત** એટલે થોડુ–ઓછુ અગર જોઈએ તેના કરતા ઓછુ આ પ્રમાણે આ બેઉ શબ્દનો સામાન્ય અર્થ છે પણ આ અર્થ અહિ લાગુ પડતો નથી, કારણ કે કૌરવોની સેનામા ( ૧૧ ) અક્ષૌહિણી અને પાડવોની સેનામા (૭) અક્ષૌહિણી સૈન્ય હતુ "મારૂ સૈન્ય મોટુ છે તથા

---

જેમની પાસે સાધનો છે તે **सर्वे**–સર્વ **युद्धे विशारदाः युद्धविशारदाः**–રણસગ્રામના કામમ કુશળ

(૧૦) પદચ્છેદ.—[ **परि+आप+त–पर्याप्त**–ગણત્રીવાળુ ] **अपर्याप्त**–ગણી ન શકાય તેવુ મોટુ **तद् अस्माक बल**–આ આપણુ સૈન્ય **भीष्मेण अभिरक्षितम्**–ભીષ્મથી રક્ષાએલુ **तु**–અને **इदम् एतेषा बलं पर्याप्त**–આ તેઓનુ સૈન્ય ગણત્રાવાળુ છે એટલે નાનુ છે **भीमाभिरक्षितम्**–( **भीमेन अभिरक्षितम्** )–ભીમથી રક્ષાએલું ( સૈન્ય )

બળવાન છે અને મારોજ જય થશે " એવાં વચનો, દુર્યોધન ઉદ્યોગ પર્વના ૫૪ મા અધ્યાયમા બોલ્યો હતો **અપર્યાપ્ત** નો અર્થ અહી એટલા માટેજ ‘ અગણિત ’ કરવામા આવ્યો છે કોઇ કોઈ ટીકાકાર એવો પણ અર્થ કરે છે કે–" પાડવોનુ સૈન્ય આપણા સૈન્યને પહોચી વળવાને પુરતુ છે " આ વાત પણ વ્યાજબી છે કારણ કે " ભલે કૌરવોનુ સૈન્ય ઘણુ હતુ પણ તેનો સેનાપતિ ભીષ્મ હતો–અને ભીષ્મને પાડવો ઉપર પ્રીતિ હતી, તેથી તે બરાબર ખત રાખીને લડે કે નહિ–એવી શકા થાય પાડવોનુ સૈન્ય થોડુ હતુ પણ તેનો સેનાપતી ભીમસેન હતો, તેથી તે વિજયને માટે તનતોડ મહેનત કરે, અને કૌરવોને હઠાવે "

શ્લોક–અયનેષુ ચ સર્વેષુ, યથાભાગમવસ્થિતાઃ ॥
ભીષ્મમેવાભિરક્ષન્તુ, ભવતઃ સર્વ એવ હિ ॥૧૧॥

પદાનિ––અયનેષુ–ચ–સર્વેષુ,–યથાભાગ–અવસ્થિતા ॥
ભીષ્મમ્–એવ–અભિરક્ષન્તુ–ભવત –સર્વે–એવ–હિ ॥૧૧॥

અર્થ—( દુર્યોધન આગળ કહે છે કે ) આમ છે ત્યારે આપણા સૈન્યના વ્યૂહમા પેસવાના સર્વ માર્ગોમા આપ તેમજ બીજા સર્વ યોદ્ધાઓ પોત પોતાને સ્થાને રહીને ભીષ્મનુજ રક્ષણ કરો

વિવેચન—ભીષ્મ સેનાપતિ છતા " તેનુ સૌ રક્ષણ કરો, " એવુ કહેવામા એવો ભાવ છે કે, ‘ શિખડી સામે શસ્ત્ર લેવુ નહી, ’ એવો ભીષ્મનો નિશ્ચય છે, માટે રખે શિખડી કૌરવ

(૧૧) પદચ્છેદ—**च**–અને અગર હવે **सर्वेषु अयनेषु**–વ્યુહ રચનામા પેસવાના સર્વ માર્ગોમા **भागम् अनतिक्रम्य वर्तते इति यथाभागम्**–પોત પોતાના નીમી આપેલા સ્થાનમા **अवस्थिताः**–રહેલા એટલે ‘ રહીને ’ **भवन्तः**–આપ, તમે **सर्वे एव**–તમામ **हि**–અગાબર, સાવધાનતાપૂર્વક **भीष्मम् एव अभिरक्षन्तु**–ભીષ્મનુજ રક્ષણ કરો

દળમાં પેસી જઇ ભીષ્મને મારે મહાભારત ભીષ્મ પર્વમા ૧૫ મા અધ્યાયમા ૧૫ થી ૨૦, શ્લોકો, આ બીનાને ટેકો આપે છે

શ્લોક—તસ્ય સંજનયન્ હર્ષં, કુરૂવૃદ્ધઃ પિતામહઃ ॥
સિંહનાદં વિનદ્યોચ્ચૈઃ, શંખં દધ્મૌ પ્રતાપવાન્ ॥૧૨॥

**પદાની**—તસ્ય–સંજનયન્–હર્ષ–કુરૂવૃદ્ધ –પિતામહ ॥
સિંહનાદ –વિનદ્ય–ઉચ્ચૈ –શંખ –દધ્મૌ–પ્રતાપવાન્ ॥

અર્થ—આ પ્રમાણે દુર્યોધને આચાર્યને વાત કહ્યા પછી, કૌરવોમા વૃદ્ધ અને પ્રતાપવાન્ એવા ભીષ્મપિતામહે, દુર્યોધનને રાજી કરવાના હેતુથી સિંહગર્જના કરીને પોતાનો શંખ વગાડયો ( સૈન્યને સાવધાન થવાની સૂચના પણ આપી )

શ્લોક—તતઃ શંખાશ્ચ ભેર્યશ્ચ, પણવાનકગોમુખાઃ ॥
સહસૈવાભ્યહન્યન્ત, સ શબ્દસ્તુમુલોઽભવત્ ॥૧૩॥

**પદાની**—તત –શંખા –ચ–ભેર્ય –ચ–પણવાનકગોમુખા ॥
સહસા–એવ–અભ્યહન્યન્ત–સ –શબ્દ –તુમુલ –અભવત ॥

અર્થ—પછી 'સહસા એવ' એટલે એકી વખતે શંખ,

---

(૧૨)પદચ્છેદ—**कुरुषु वृद्ध कुरुवृद्ध–कुरुवृद्ध पितामह**–કુરૂઓમ' વૃદ્ધ અને સૌના દાદા એવા ભીષ્મ **तस्य हर्षं**–તેના એટલે દુર્યોધનના હર્ષને **संजनयति इति संजनयन्**–પ્રગટાવવા, ઉત્પન્ન કરવા, જાગ્રત કરવા માટે **उच्चैः सिंहनादं विनद्य**–મોટેથી સિંહનાદ–હોકારો કરીને **प्रतापवान्**–પ્રતાપી ભીષ્મે **शंखं दध्मौ**–( ધ્મા ધાતુ ૫ ભૂત કા ) શંખ વગાડયો

(૧૩) પદચ્છેદ—**ततः**–પછી **शंखाश्च भेर्यश्च**–શંખો અને ભેરીઓ **पणवानि च आनकानि च गोमुखाश्च पणवानकगोमुखाः**–મૃદંગ, નગારા અને રણશિંગા **सहसा एव**–તુરત, એકદમ **अभ्यहन्यन्त**–વાગવા લાગ્યા **सः शब्दः तुमुलः अभवत्**–તે ઘણો મોટા અવાજ થયો

ભેરીઓ, મૃદંગ, ઢોલ અને રણસિંગા વાગવાં લાગ્યા, અને તેનો અવાજ ઘણો મોટો થયો

શ્લોક—તતઃ શ્વેતૈર્હયૈર્યુક્તે, મહતિ સ્યન્દને સ્થિતૌ ॥
માધવઃ પાંડવશ્ચૈવ, દિવ્યૌ શંખૌ પ્રદધ્મતુઃ ॥૧૪॥

પદાનિ—તત –શ્વેતે –હય –યુક્તે–મહતિ–સ્યન્દને–સ્થિતૌ ॥
માધવ –પાડવ –ચ–એવ–દિવ્યૌ–શંખૌ–પ્રદધ્મતુ ॥ ૧૪ ॥

અર્થ—( પ્રથમ કૌરવ સૈન્યમા આ પ્રમાણે રણ વાજાઓ વાગ્યા ) પછી ( પાડવ સૈન્યમા ) ધોળા ઘોડા જેને જોડયા હતા એવા મોટા રથમા બેઠેલા માધવ ( શ્રી કૃષ્ણ ) તથા અર્જુન પણ પોત પોતાના દિવ્ય શંખોને વગાડવા લાગ્યા

શ્લોક—પાંચજન્યં હૃષીકેશો, દેવદત્તં ધનંજયઃ ॥
પૌંડ્રં દધ્મૌ મહાશંખં, ભીમકર્મા વૃકોદરઃ ॥૧૫॥

પદાનિ—પાચજન્ય –હૃષીકેશ –દેવદત્ત –ધનજય –
પૌંડ્ર–દધ્મૌ–મહાશંખ –ભીમકર્મા–વૃકોદર ॥ ૧૫ ॥

---

(૧૪) પદચ્છેદ —तत –પછી એટલે પાડવોના સૈન્ય તરફ નજર કરીએ તો ત્યા **श्वेते हये युक्ते**–સફેદ ઘોડાથી જોડાએલા **महति स्यंदने स्थितौ**–મોટા રથમા બેઠેલા **मायाया धव माधव**–માયાના પતિ **माधव पांडवश्च एव**–માધવ અને પાડવ–એટલે કૃષ્ણ અને અર્જુન એઉએ **दिव्यौ शंखौ प्रदध्मतु**–દિવ્ય શંખો વગાડયા

(૧૫) પદચ્છેદ —**पंचजने भव" पांचजन्य" तम्**–પાચજન્ય નામના શંખને **हृषीकाणाम् ईश हृषीकेश**–ઇદ્રિઓના પતિ શ્રીકૃષ્ણ **देवदत्त धनजय**–દેવદત્ત નામના શંખને અર્જુને ( વગાડયો ) **भीम** ( ભયંકર ) **कर्म यस्य स भीमकर्मा**–ભીમસેન **वृक** ( અન્નને પચાવનાર અગ્નિ ) **उदरे यस्य स वृकोदर**–ભીમસેન **दध्मौ**–વગાડયો અગર ફુક્યો **महाशंख पौंड्र**–પૌંડ નામના મોટા શંખને

અર્થ—હૃષીકેશ–એવા શ્રી કૃષ્ણે, પાચજન્ય નામનો (અને) ધનજય–એટલે અર્જુને, દેવદત્ત નામનો (શખ), અને મહા પરાક્રમી ભીમએને પૌડ્ર નામનો મોટો શખ વગાડયો

વિવેચન—હૃષીકેશઃ શબ્દમા 'હૃષીક' નો અર્થ નારદ પચરાત્ર નામના ગ્રન્થમા 'ઇંદ્રિય' કર્યો છે આ શબ્દ 'હૃષ' (આનદ આપવો) ધાતુમાથી નીકળેલો છે તે ઉપરથી હૃષીક એટલે ઇંદ્રિયો, અને તેનો ઈશ (સ્વામી) એટલે હૃષીકેશ =ઇંદ્રિયોનો સ્વામી એવો આત્મા અગર અહી શ્રીકૃષ્ણ અર્જુન દિગ્ વિજયના સમયમા સૌને હરાવીને ધન હરિ લાવ્યો હતો માટે અર્જુનને 'ધનજય' નામ આપ્યુ છે પચજન નામના દૈત્યને મારીને શ્રીકૃષ્ણ પાચજન્ય નામના શખને લાવ્યા હતા

શ્લોક—અનંતવિજય રાજા, કુંતીપુત્રો યુધિષ્ઠિરઃ ॥
નકુલઃ સહદેવશ્ચ, સુઘોષમણિપુષ્પકૌ ॥ ૧૬ ॥

પદાન—અનતવિજય –રાજા–કુતીપુત્ર –યુધિષ્ઠિર –
નકુલ –સહદેવ –ચ–સુઘોષમણિપુષ્પકૌ ॥ ૧૬ ॥

અર્થ—કુતાજીના પુત્ર યુધિષ્ઠિર રાજાએ અનતવિજય નામનો શખ વગાડયો નકુલે સુઘોષ નામનો શખ, અને સહદેવે મણિપુષ્પક નામનો શખ વગાડયો

વિવેચન—ગીતામા કોઈ કોઇ ઠેકાણે 'કુતીપુત્ર' અગર 'કૌંતેય' એવા શબ્દથી અર્જુનને શ્રીકૃષ્ણે બોલાવ્યો છે કોઇ કોઇ ટીકાકાર કહે છે કે જ્યારે જ્યારે અર્જુન ગભરાયો (બાયલો બન્યો હતો)–ત્યારે ત્યારે તેને આ વિશેષણ આપવામા આવ્યું

---

(૧૬) પદચ્છેદ.—**कुंतीपुत्र राजा युधिष्ठिर**–કુતાના પુત્ર રાજા યુધિષ્ઠિરે **अनंतविजय**–અનતવિજય નામના શખને ( ફુકયો ) **नकुलः सहदेवश्च**–નકુલ અને સહદેવે **सुघोषः मणिपुष्पकश्च सुघोषमणिपुष्पकौ**–સુઘોષ અને મણિપુષ્પક નામના શખોને ( ફુક્યા ).

હતું મારા મત પ્રમાણે એમ નથી મને તો લાગે છે કે—કુંતા શ્રીકૃષ્ણને અથાગ વ્હાલા છે શ્રીકૃષ્ણ સદા સાથે રહે એવા હેતુથી આ સાધ્વી સ્ત્રીએ સદા દુ ખ માગ્યા છે ( શ્રીમદ્ ભાગવત્ સ્કધ ૧ અ ૮–૨૫ ) ભક્તિના પ્રેમને લીધે શ્રીકૃષ્ણ કુંતા માતાને યાદ કરે છે

શ્લોક—કાશ્યશ્ચ પરમેષ્વાસઃ, શિખંડી ચ મહારથઃ ॥
ધૃષ્ટદ્યુમ્નો વિરાટશ્ચ, સાત્યકિશ્ચાપરાજિતઃ ॥ ૧૭ ॥

પદાનિ—કાશ્ય –ચ–પરમેષ્વાસ –શિખ ડી–ચ–મહારથ ॥
ધૃષ્ટદ્યુમ્ન –વિરાટ –ચ–સાત્યકિ –ચ–અપરાજિત –

અર્થ—મોટા ધનુષ્યને ધારણ કરવાવાળો કાશીનો રાજા, મહારથી શિખ ડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, જીતાય નહિ તેવો સાત્યકિ તથા—

વિવેચન—આ શ્લોકમા જે શિખ ડી છે તે શિખ ડી, ભીષ્મને મારશે, એવા ભયથી દુર્યોધને આ અધ્યાયના (૧૧) મા શ્લોકમા પોતાના સૈન્યને સાવધાન રહેવા કહ્યુ હતુ

શ્લોક—દ્રુપદો દ્રૌપદેયાશ્ચ, સર્વશઃ પૃથિવીપતે ॥
સૌભદ્રશ્ચ મહાબાહુઃ, શ ખાન્ દધ્મુઃ પૃથક્ પૃથક્ ॥

---

(૧૭) પદચ્છેદ—[ **परम इष्वास यस्य स परमेष्वास** ] **परमेष्वास काश्यश्च**—મોટા ધનુષને ધારણ કરનાર કાશીનો રાજા **च**—અને **महारथ. शिखंडी**—મહારથી શીખ ડી રાજા **धृष्टद्युम्न विराटश्च**—ધૃષ્ટદ્યુમ્ન અને વિરાટ રાજા **न पराजित इति अपराजित'–अपराजित' सात्यकिः च**—શત્રુથી ન જીતાય તેવો સાત્યકિ રાજા

(૧૮) પદચ્છેદ.—**द्रुपद द्रौपदेयाश्च सर्वश'**—દ્રુપદ અને દ્રૌપદીના સર્વે પુત્રોએ **पृथिवीपते**—હે ધૃતરાષ્ટ્ર **महाबाहुः सौभद्र' च**—મોટા

પદાનિ—દ્રુપદ –દ્રૌપદેયા –ચ–સર્વશ –પૃથિવીપતે–
સૌભદ્ર –ચ–મહાબાહુ –શખાન–દધ્મુ –પૃથક્–પૃથક્–

અર્થ—સંજય કહે છે–હે પૃથ્વીપતિ–ધૃતરાષ્ટ્ર રાજા ! ગયા શ્લોકમા બતાવ્યા તે રાજાઓ તથા ] દ્રુપદ, દ્રૌપદીના પુત્રો, અને મહાબાહુ અભિમન્યુ એ તમામ યોદ્ધાઓએ પોત પોતાના જુદા જુદા શખો વગાડયા

શ્લોક–સ ઘોષો ધાર્તરાષ્ટ્રાણાં, હૃદયાનિ વ્યદારયત્ ॥
નભશ્ચ પૃથિવીં ચૈવ, તુમુલો વ્યનુનાદયન્ ॥ ૧૯ ॥

પદાનિ—સ –ઘોષ –ધાર્તરાષ્ટ્રાણા–હૃદયાનિ–વ્યદારયત–
નભ –ચ–પૃથિવી–ચ–એવ–તુમુલ –વ્યનુનાદયન ॥ ॥૧૯॥

અર્થ—આકાશ તથા પૃથિવીને ગજાવી મૂકતો તે મોટો અવાજ, કૌરવોના હૃદયોને ચીરી નાખતો હતો

શ્લોક–અથ વ્યવસ્થિતાન્ દૃષ્ટ્વા, ધાર્તરાષ્ટ્રાન્ કપિધ્વજઃ ।
પ્રવૃત્તે શસ્ત્રસંપાતે, ધનુરુદ્યમ્ય પાંડવઃ ॥ ૨૦ ॥
હૃષીકેશ તદા વાક્ય, મિદમાહ મહીપતે. ।

---

હાથવાળા અભીમન્યુએ शङ्खान् दध्मु पृथक् पृथक्–જુદા જુદા શખોને વગાડયા

(૧૯) પદચ્છેદ—स तुमुल घोष–પાડવોના સૈન્ય તરફથી થએલા મોટો નાદ [ धृतराष्ट्रस्य इमे धार्तराष्ट्रा तेषाम् धार्तराष्ट्राणाम् ] धार्तराष्ट्राणाम् हृदयानि કૌરવોના હદયોને व्यदारयत–ચીરી નાખતો હતો અથવા ચીરી નાખ્યા च–અને नभ पृथिवीं च एव–અને આકાશ અને પૃથિવીને પણ व्यनुनादयन् ( वि+अनु+नद् પ્રેરક ભુત ) ગજાવી મકતો હતો

(૨૦–૨૧) પદચ્છેદ:—अथ–આ પ્રમાણે [ व्यवस्था सजाता येषाम्

**પદાનિ**—અથ–વ્યવસ્થિતાન–દૃષ્ટ્વા–ધાર્તરાષ્ટ્રાન–કપિધ્વજ –
પ્રવૃત્તે–શસ્ત્રસપાતે–ધનુ ઉદ્યમ્ય–પાડવ –॥૨૦॥
હૃષીકેશ –તદા–વાક્યમ્–ઈદમ–આહ–મહીપતે ।

અર્થ—સજય કહે છે કે—હે મહીપતિ ! એટલે હે ધૃતરાષ્ટ્ર રાજા ! તે પછી યુદ્ધ માટે ગોઠવાઈને ઉભેલા કૌરવોને જોઈને, જેની ધ્વજામા હનુમાન છે એવો અર્જુન, યુદ્ધનો આરભ થતા ( પોતાના ) ધનુષ્યને ઉઠાવીને, શ્રીકૃષ્ણ પ્રત્યે આવુ–એટલે નીચે પ્રમાણે–બોલ્યો

**અર્જુન ઉવાચ ॥**—અર્જુન બોલ્યો

**શ્લોક—સેનયોરૂભયોર્મધ્યે, રથ સ્થાપય મેઽચ્યુત ॥ ૨૧ ॥**

**પદાનિ**—સેનયો –ઉભયો –મધ્યે–રથ –સ્થાપય–મે–અચ્યુત–

અર્થ—હે અચ્યુત ! હે શ્રીકૃષ્ણ ! બેઉ સેનાની વચ્ચે મારા રથને ઉભો રાખો

---

**इति व्यवस्थिता तान् व्यवस्थितान ] व्यवस्थितान धार्तराष्ट्रान दृष्ट्वा**–સજ્જ થએલા કૌરવોને જોઈને [ **शस्त्राणाम् सपात तस्मिन् शस्त्रम पाते ] प्रवृत्ते शस्त्रसंपाते**–શસ્ત્રનો મારો ચાલવાની તયારી થતા **तदा महीपते**–તે વખતે હે ધૃતરાષ્ટ્ર [ **कपि ध्वजे यस्य स कपिध्वज ] कपिध्वज पांडव**–જેની ધજામા કપિનુ નિશાન છે એવા અર્જુન **धनु उद्यम्य**–ધનુષ ઉપાડીને અગર સજ્જ કરીને **हृषीकेश इदम् वाक्यम् आह**–શ્રીકૃષ્ણને આ–એટલે–નીચે પ્રમાણે વાક્ય કહ્યુ

(૨૧) પદચ્છેદ —**अर्जुन उवाच**–અર્જુન બોલ્યો **नास्ति च्युतम् यस्य स अच्युत तत् सबुद्धौ हे अच्युत !**–હે અચ્યુત ! એટલે હે વિકાર રહિત **उभयो. सेनयो मध्ये**–બેઉ સેનાની વચ્ચે **मे रथं स्थापय**–મારા રથને ઉભો રાખો.

શ્લોક—યાવદેતાન્નિરીક્ષેઽહં, યોદ્ધુકામાનવસ્થિતાન્ ।
કૈર્મયા સહ યોદ્ધવ્ય, મસ્મિન્રણસમુદ્યમે ॥૨૨॥

પદાનિ—યાવત–એતાન–નિરીક્ષે–અહ–યોદ્ધુકામાન–અવસ્થિતાન–
કૈ–મયા–સહ–યોદ્ધવ્ય–અસ્મિન–રણસમુદ્યમે ॥૨૨॥

શ્લોક—યોત્સ્યમાનાનવેક્ષેઽહ, ય એતેઽત્ર સમાગતાઃ ।
ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધેર્, યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ ॥ ૨૩ ॥

પદાનિ—યોત્સ્યમાનાન–અવેક્ષે–અહ–યે–એતે–અત્ર–સમાગતા ॥
ધાર્તરાષ્ટ્રસ્ય–દુર્બુદ્ધે–યુદ્ધે પ્રિયચિકીર્ષવ ॥ ૨૩ ॥

અર્થ—અર્જુન આગળ કહે છે કે હે શ્રીકૃષ્ણ ! બન્ને સૈન્યોની મધ્યમા મારો રથ રાખવાથી, યુદ્ધ કરવાની ઇચ્છાથી તૈયાર થઇને ઉભેલા સર્વને હુ જોઇ શકુ, અને આ રણસગ્રામમા મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનુ છે તે ( પણ ) જાણી શકુ, તથા ખરાબ ધ્યાનતવાળા કૌરવોનુ ભલુ કરવાની ઇચ્છાથી જેઓ યુદ્ધ કરવાને એકઠા મળ્યા છે તે તમામને (પણ) હુ જોઇ શકુ ( ૨૨–૨૩ )

---

(૨૨) પદચ્છેદ.—यावत्–જ્યાથી अहम् निरीक्षे–હુ જોઉ [ योद्धुम् काम येषाम् ते योद्धुकामा तान् योद्धुकामान ] तान् योद्धुकामान अवस्थितान्–તેઓ કે જે લડવાની ઇચ્છાવાળા હોવાથી મજબૂત થઇને ઉભા હતા તેમને कै सह–કોની સાથે मया योद्धव्यम्–મારે લડવાનુ છે अस्मिन् रणसमुद्यमे–આ રણસગ્રામમા

(૨૩) પદચ્છેદ—योत्स्यन्ते इति योत्स्यमाना तान्–યુદ્ધ માટે તૈયાર થએલાઓને अहम् अवेक्षे–હુ નિહાળીને જોઉ अत्र–આ રણભૂમિમા ये एते समागता–આ જેઓ આવેલા (છે) ભેળા થયેલા (છે) [ दुष्टा बुद्धि यस्य स दुर्बुद्धि, तस्य दुर्बुद्धे ] दुर्बुद्धे धार्तराष्ट्रस्य–પાપ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રનુ युद्धे–યુદ્ધમા [ कर्तुम् इच्छन्ति इति चिकीर्षन्ति,

**સંજય ઉવાચ ॥—સંજય બોલ્યો**

**શ્લોક—એવમુક્તો હૃષીકેશો, ગુડાકેશેન ભારત ।**
**સેનયોરૂભયોર્મધ્યે, સ્થાપયિત્વા રથોત્તમમ્ ॥૨૪॥**

પદાનિ—એવ—ઉક્ત—હૃષીકેશ—ગુડાકેશેન—ભારત ॥
સેનયો—ઉભયો—મધ્યે—સ્થાપયિત્વા—રથોત્તમમ્ ॥ ૨૪ ॥

**શ્લોક—ભીષ્મદ્રોણપ્રમુખતઃ, સર્વેષાં ચ મહીક્ષિતામ્ ।**
**ઉવાચ પાર્થ પશ્યૈતાન્, સમવેતાન્ કુરૂનિતિ ॥૨૫॥**

પદાનિ—ભીષ્મદ્રોણપ્રમુખત—સર્વેષા—ચ—મહીક્ષિતામ્ ॥
ઉવાચ—પાર્થ—પશ્ય—એતાન—સમવેતાન્—કુરૂન્—ઇતિ

અર્થ—સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર રાજા ! ઉપર પ્રમાણે અર્જુનના કહેવાથી શ્રીકૃષ્ણે બન્ને સેનાની વચલા ભાગમા તે ઉત્તમ રથને ઉભો રાખ્યો, અને ભીષ્મ, દ્રોણ તથા બીજા સર્વ રાજાઓની સમક્ષ " હે પાર્થ ! આ ભેળા થએલા કૌરવોને તુ જો " એ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ

---

**चिकीर्षन्ति इति चिकीर्षव ] प्रियस्य चिकीर्षव प्रियचिकीर्षव**—ભલુ કરવાની ઇચ્છાવાળા

(૨૪, ૨૫) પદચ્છેદ.—**सजय उवाच**—સંજય બોલ્યો **भारत**—હે ધૃતરાષ્ટ્ર ! **गुडाकेशेन**—નિદ્રાને જેણે જીતી છે એવા અર્જુનથી **एव उक्त हृषीकेश**—ઉપર પ્રમાણે કહેવાયેલા અગર ઉપર પ્રમાણે જેમને કહ્યુ હતુ તે શ્રીકૃષ્ણે **उभयो: सेनयो मध्ये**—બેઉ સૈન્યના મધ્ય ભાગમા [ **भीष्मश्च द्रोणश्च भीष्मद्रोणौ, तौ प्रमुखौ येषु ते, भीष्मद्रोणप्रमुखा, तेषाम् भीष्मद्रोणप्रमुखाणाम्—इति भीष्मद्रोणप्रमुखत** ] **सर्वेषां महीक्षिताम् भीष्मद्रोणप्रमुखत.**—ભીષ્મ અને દ્રોણગુરૂ જેમા આગેવાન છે એવા તમામ રાજાઓની સન્મુખ **रथेषु उत्तम. तम्**—ઉત્તમ રથને **स्थापयित्वा**—ઉભો રાખીને **पार्थ**—હે અર્જુન ! **एतान् समवेतान् कुरून् पश्य इति**—આ એકઠા થએલા કુરૂઓને (તુ) જો, એવુ **उवाच**—( શ્રીકૃષ્ણ ) બોલ્યા

શ્લોક–તત્રાપશ્યત્ સ્થિતાન્ પાર્થઃ, પિતૃનથ પિતામહાન્ ।
આચાર્યાન્માતુલાન્ ભ્રાતૃન્, પુત્રાન્પૌત્રાન્ સખીંસ્તથા ।

પદાનિ—તત્ર–અપશ્યત–સ્થિતાન–પાર્થ –પિતૃન–અથ–પિતામહાન્
આચાર્યાન–માતુલાન–ભ્રાતૃન–પુત્રાન–પૌત્રાન–સખીન–તથા ॥૨૬॥

શ્લોક–શ્વશુરાન્ સુહૃદશ્ચૈવ, સેનયોરુભયોરપિ ।
તાન્સમીક્ષ્ય સ કૌન્તેયઃ, સર્વાન્બન્ધૂનવસ્થિતાન્ ॥

પદાનિ—શ્વશુરાન–સુહૃદ –ચ–એવ–સેનયો –ઉભયો –અપિ–
તાન–સમીક્ષ્ય–સ –કૌન્તેય –સર્વાન–બન્ધન–અવસ્થિતાન ॥૨૭॥

શ્લોક–કૃપયા પરયાઽઽવિષ્ટો, વિષીદન્નિદમબ્રવીત્ ।

પદાનિ—કૃપયા–પરયા–આવિષ્ટ –વિષીદન—ઈદમ—અબ્રવીત

અર્થ—(સંજય આગળ કહે છે કે–હે ધૃતરાષ્ટ્ર !—ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને કહેતા અર્જુને જોયુ તો–) ત્યા બન્ને સેનાઓમા પોતાના કાકા, દાદા, આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, પુત્રના પુત્રો, મિત્રો, સસરાઓ તથા ઉપકાર કરનારાઓને જોયા ( આ પ્રમાણે પોતાના સબધિઓને મરવા માટે તૈયાર થઇને

---

( ૨૬, ૨૭ ) પદચ્છેદ:—**पार्थ॰ तत्र अपश्यत्**–અર્જુને ત્યા રણ-સગ્રામમા જોયા **उभयो सेनयो॰ अपि**–બેઉ સૈન્યોમા **स्थितान्**–ઉભેલા **पितृन् अथ पितामहान्**–કાકાઓ અને દાદાઓને **आचार्यान्, मातुल न** ( **मातु भ्रातार इति मातुका तान्** ), **भ्रातृन्, पुत्रान्, पौत्रान् सखीन् तथा**–આચાર્યોને, મામાઓને, ભાઇઓને, પુત્રોને અને પુત્રના પુત્રોને તથા મીત્રોને **श्वशुरान्, सुहृद च एव**–સસરાઓને અને ઉપકાર કરનારોને પણ

( ૨૭, ૨૮ ) પદચ્છેદ—**स कौंतेय:**–તે અર્જુન **तान् सर्वान् अवस्थितान् बन्धुन्**—યુદ્ધમા સજ્જ થઇને ઉભેલા તે સર્વે ભાઇઓને–બાધવોને **समीक्ष्य**–સારી રીતે નિહાળીને **परया कृपया**–મોટી દયા વડે **आविष्ट:**–વ્યાપ્ત થએલો **विषीदति इति विषीदन्**–ખેદ કરતો કરતો **इदम् अब्रवीत्**–આવુ એટલે નીચે પ્રમાણે બોલ્યો.

ઉભેલા જોતા દયાથી અત્યંત વ્યાકુળ થઇ જઇને અર્જુન નીચે પ્રમાણે બોલ્યો– )

**અર્જુન ઉવાચ—અર્જુન બોલ્યો**

**શ્લોક–દૃષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ, યુયુત્સું સમુપસ્થિતમ્ ॥**

**પદાનિ**—દૃષ્ટ્વા–ઇમં–સ્વજનં–કૃષ્ણ–યુયુત્સુ–સમુપસ્થિતમ્ ॥૨૮॥

**શ્લોક–સીદન્તિ મમ ગાત્રાણિ, મુખં ચ પરિશુષ્યતિ ।**
**વેપથુશ્ચ શરીરે મે, રોમહર્ષશ્ચ જાયતે ॥ ૨૯ ॥**

**પદાનિ**—સીદન્તિ–મમ–ગાત્રાણિ–મુખં–ચ–પરિશુષ્યતિ—
વેપથુ –ચ–શરીરે–મે–રોમહર્ષ –ચ–જાયતે ॥ ૨૯ ॥

અર્થ—અર્જુન બોલ્યો કે–હે કૃષ્ણ ! યુદ્ધની ઇચ્છાથી આતુર બનીને ઉભેલા આ સબંધીઓને જોઇને મારાં ગાત્રાં શિથિલ થઇ જાય છે, મુખ સુકાઈ જાય છે, શરીરમાં કંપારી છુટે છે, અને રૂવાડા ખડા થઈ જાય છે

વિવેચન—માણસ ગમે તે કામ કરે પણ જ્યારે તેના હૃદયમાં દયાના ભાવ પ્રગટે ત્યારે પ્રભુ કૃપા સમજવી આ દયામાં સબંધિઓ પ્રત્યેનો સ્નેહ સમાઇને રહ્યો છે આ દયાને પ્રતાપેજ ગીતા જેવો અદ્‌ભૂત ગ્રન્થ આપણી સમક્ષ ખડો થયો છે દયામાં પણ ‘રોટલી નાખી ભીખારી ન રાખો’ એ ઉત્તમ દયા છે

---

( ૨૮, ૨૯ ) પદચ્છેદ—**कृष्ण**–હે કૃષ્ણ ] **इमम् स्वजन दृष्ट्वा**–આ સબધીઓને જોઇને **योद्धुम् इच्छु युयुत्सु , तम् युयुत्सु**–યુદ્ધ કરવાને ઇચ્છાવાળા સ્વજનોને **समुपस्थितम्**–આ રણસગ્રામમા આવેલા ( સબધીઓ )ને **मम गात्राणि सीदन्ति**–મારા ગાત્રા અગર શરીરના ભાગો શિથિલ થઈ જાય છે **च**–અને **मुख परिशुष्यति**–મુખ સુકાય છે **मे शरीरे वेपथुः**–મારા શરીરમા કપારી [ **रोम्णां हर्ष रोमहर्षः** ] **रोमहर्ष च जायते**–અને રૂવાડા ઊભા થાય છે.

બાળકને ભણવા માટે લડો તે પણ ઉત્તમ દયા છે મુમુક્ષુઓને મોક્ષ માટે ગુરૂ સખ્તાઈ કરે તે પણ ઉત્તમ દયા છે.

શ્લોક—ગાંડીવં સ્રંસતે હસ્તાત્, ત્વક્ચૈવ પરિદહ્યતે ।
ન ચ શક્નોમ્યવસ્થાતું, ભ્રમતીવ ચ મે મનઃ ॥

પદાનિ—ગાડીવ—સ્રંસતે—હસ્તાત્—ત્વક્—ચ—એવ—પરિદહ્યતે,
ન—ચ—શક્નોમિ—અવસ્થાતુ—ભ્રમતિ—ઇવ—ચ—મે—મન

અર્થ—( અર્જુન આગળ કહે છે કે હે કૃષ્ણ ! ) ગાડીવ ધનુષ્ય ( મારા ) હાથમાથી સરી પડે છે, ચામડીમા ઘણો દાહ થાય છે, હુ ઉભો પણ રહી શકતો નથી, ( અને ) મારૂ મન જાણે ભમે છે

શ્લોક—નિમિત્તાનિ ચ પશ્યામિ, વિપરીતાનિ કેશવ ।
ન ચ શ્રેયોઽનુપશ્યામિ,હત્વા સ્વજનમાહવે ॥૩૧॥

પદાનિ—નિમિત્તાનિ—ચ—પશ્યામિ—વિપરીતાનિ—કેશવ—
ન—ચ—શ્રેય—અનુપશ્યામિ—હત્વા—સ્વજન—આહવે ॥૩૧॥

અર્થ—(અર્જુન આગળ કહે છે કે)વળી હે કેશવ !—હે શ્રી કૃષ્ણ ! હુ વિપરીત ચિન્હો જોઉ છઉં, એટલે મને આ શુકન

(૩૦) પદચ્છેદ—गाण्डीवं हस्तात् स्रंसते—( મારૂ ) ગાડીવ નામનુ ધનુષ હાથમાથી સરી પડે છે च—અને त्वक् एव परिदह्यते—ચામડી પણ બળે છે च—અને अवस्थातुम् न शक्नोमि—ઉભા રહેવાની મારી શક્તિ નથી च—અને मे मन भ्रमति इव—જાણે મારૂ મન ભમતુ ન હોય—મન સ્થિર નથી

(૩૧) પદચ્છેદ—च—અને, प्रशस्ता केशा यस्य स केशवः, तत् संबुद्धौ हे केशव !—હે કેશવ ! विपरीतानि निमित्तानि पश्यामि—અવળા અગર અશુભ ચિન્હો મને જણાય છે च—અને स्वजन आहवे—સબધીઓને રણસગ્રામમા हत्वा—હણીને અગર મારીને श्रेयः न अनुपश्यामि—હુ કલ્યાણને અગર લાભને દેખતો નથી

સુખ આપે એવા લાગતા નથી–સબધીઓને યુદ્ધમા મારવાથી કાઈ લાભ થાય તેવુ મને લાગતુ નથી

વિવેચન—જેના માટે આ યુદ્ધ ઉભુ થયુ છે તે રાજ અગર રાજનું સુખ મને અત્યારે ક્ષુદ્ર જણાય છે–એટલે જો આ બધાનો નાશ કર્યા પછી રાજ મળતુ હોય તો મારે તેની પરવા નથી, એમ આગળ કહે છે

શ્લોક–ન કાંક્ષે વિજય કૃષ્ણ, ન ચ રાજ્ય સુખાનિ ચ ।
કિ નો રાજ્યેન ગોવિદ, કિ ભોગૈર્જીવિતેન વા ॥૩૨॥

પદાનિ—ન–કાક્ષે–વિજય–કૃષ્ણ–ન–ચ–રાજ્ય–સુખાનિ–ચ–
કિ–ન–રાજ્યેન–ગોવિદ–કિ–ભોગૈ–જીવિતેન–વા–

અર્થ—( અર્જુન આગળ કહે છે કે ) હે કૃષ્ણ ! ( આ સબધીઓને હણવાથીજ જો મને વિજય, રાજ્ય અને સુખ મળતા હોય તો ) મારે તે વિજય, રાજ્ય અગર સુખોની ઇચ્છા નથી, કારણકે એવી રીતે મળેલા રાજ્યથી, ભોગથી અગર જીવતરથી, હે ગોવિદ ! અમને શુ લાભ થનાર છે ? એટલે તેમા કાઈ લાભ નથી

વિવેચન—ભૂડા ભૂખ જેવા સડેલા શેઠ અગર અમલદારના હુકમો ઉઠાવીને અગર ગમે તેવા ધધા કરીને માણસ પોતાના કુટુબને સુખ દે છે–પણ કુટુબજ ન હોય તો તેને તે ધન અગર સુખ બહુ કામના નથી આવી વાત આગળ કહે છે—

---

(૩૨) પદચ્છેદ—**कृष्ण**–હે કૃષ્ણ ! **विजय न कांक्षे**–હુ જયને ઇચ્છતો નથી. **च**–અને **न राज्य सुखानि च**–રાજ્ય અગર સુખોને પણ (ઇચ્છતો) નથી ( **गा' विदति इति गोविंद** ) **गोविंद**–હે કૃષ્ણ ! **किम् नः राज्येन**–અમારે રાજ્યથી શુ લાભ છે ? **किम् भोगै' जीवितेन वा**–તેમ ભોગો તથા જીવવાથી ( પણ અમારે શુ લાભ છે ? )

શ્લોક–યેષામર્થે કાક્ષિતં નો, રાજ્યં ભોગાઃ સુખાનિ ચ ।
ત ઇમેઽવસ્થિતા યુદ્ધે, પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ ॥

પદાનિ—યેષા–અર્થે–કાક્ષિત–ન–રાજ્ય–ભોગા–સુખાનિ–ચ–
તે–ઇમે–અવસ્થિતા–યુદ્ધે–પ્રાણાન–ત્યક્ત્વા–ધનાનિ–ચ

અર્થ—( અર્જુન આગળ કહે છે કે હે વાસુદેવ ! ) અમે જેઓને માટે રાજ્ય, ભોગો અને સુખોને ઇચ્છીએ છીએ, તેઓ તો આ બધા પોતપોતાના પ્રાણો તથા ધનને તજીને એટલે પ્રાણો તથા ધનમાંથી મમતાને ઉઠાડીને–એટલે પ્રાણો તથા ધન માટે બેપરવા રહીને–અહિં યુદ્ધમાં ઉભેલા છે

વિવેચન—જેને માટે રસોઇ કરીએ છઇએ તે જો અમારૂં રાંધેલું જમવાના નથી–ત્યારે તેને માટે અમારે શા સારૂ રસોઇ કરવી ?

શ્લોક–આચાર્યાઃ પિતરઃ પુત્રાસ્, તથૈવ ચ પિતામહાઃ ।
માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ, શ્યાલાઃ સંબંધિનસ્તથા ॥

પદાનિ—આચાર્યા–પિતર–પુત્રા–તથા–એવ–ચ–પિતામહા–
માતુલા–શ્વશુરા–પૌત્રા–શ્યાલા–સંબંધિન–તથા–

અર્થ—( અર્જુન સંબંધિઓનો પ્રકાર બતાવે છે કે—હે શ્રીકૃષ્ણ ! ) આચાર્યો, કાકાઓ, પુત્રો તેમજ દાદાઓ, મામાઓ,

---

(૩૩) પદચ્છેદ.—**યેષામ્ અર્થે**–જેઓને માટે **ન. રાજ્યં કાંક્ષિતં**–અમારે રાજ્ય ઇચ્છિત ( છે ) **ભોગા સુખાનિ ચ**–ભોગો તથા સુખો પણ ( ઇચ્છિત છે ) **તે ઇમે**–તેઓ આ **પ્રાણાન્ ધનાનિ ચ ત્યક્ત્વા**–પ્રાણો તથા ધનને તજીને- **યુદ્ધે અવસ્થિતા.**–યુદ્ધમાં તૈયાર થઇને ઉભા છે.

(૩૪) પદચ્છેદ:—**આચાર્યા પિતર પુત્રા ચ**–આચાર્યો, કાકાઓ અને પુત્રો **તથા એવ પિતામહા**–દાદાઓ પણ **માતુલા શ્વશુરા. પૌત્રાઃ શ્યાલા**–મામાઓ, સસરાઓ, પુત્રના પુત્રો સાળાઓ **સંબંધ અસ્તિ યેષામ્ તે સંબંધિનઃ**–સગાઓ. **તથા**–તે પ્રમાણે.

સસરાઓ, પુત્રના પુત્રો, સાળાઓ તથા તેવાજ સબધિઓ ( આ રણક્ષેત્રમા મારી નજર આગળ ઉભા છે )

**શ્લોક—એતાન્ન હંતુમિચ્છામિ, ધ્નતોડપિ મધુસૂદન ।**
**અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય,હેતોઃ કિં નુ મહીકૃતે ॥**

**પદાનિ**—એતાન—ન—હંતુ—ઇચ્છામિ—ધ્નત —અપિ—મધુસૂદન—
અપિ—ત્રૈલોક્યરાજ્યસ્ય—હેતો —કિં—નુ—મહીકૃતે ॥૩૫॥

અર્થ—અર્જુન આગળ કહે છે કે હે મધુસદન ! ઉપર જણાવ્યા તે સબધિઓ કદિ મને હણતા હોય તોપણ હુ તેઓને હણવા ઇચ્છતો નથી તેઓને હણવાથી કદિ ત્રૈલોક્યનુ રાજ્ય મળતુ હોય તોપણ તેઓને હણવા હુ ખુશી નથી, ત્યારે પૃથ્વી માટે તો હુ તેઓને હણવાની ઇચ્છા કેમજ કરૂ ? એટલે નજ કરૂ

**શ્લોક—નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ,કા પ્રીતિઃ સ્યાજ્જનાર્દન ।**
**પાપમેવાશ્રયેદસ્માન્, હત્વૈતાનાતતાયિનઃ ॥૩૬॥**

**પદાનિ**—નિહત્ય—ધાર્તરાષ્ટ્રાન્—ન —કા—પ્રીતિ —સ્યાત—જનાર્દન—
પાપ —એવ—આશ્રયેત્—અસ્માન—હત્વા—એતાન—આતતાયિન

અર્થ—અર્જુન આગળ કહે છે કે—હે જનાર્દન ! કૌરવોને હણવાથી અમને શો લાભ છે ? ભલે તેઓ આતતાયીઓ છે તોપણ તેઓને હણવાથી તો અમને પાપજ લાગે

---

(૩૫) પદચ્છેદ —**मधु सूदयति इति मधुसूदन तत संबुद्धौ—हे मधुसूदन !**—હે [illegible]ણ ! **घ्नत अपि**—ભલે તેઓ મને હણે તોપણ **एतान् हन्तुम् न इच्छामि**—તેઓને હણવાની મારી ઇચ્છા નથી **त्रैलोक्यस्य राज्य त्रैलोक्यराज्य, तस्य हेतो त्रैलोक्यराज्यस्य हेतो**—ત્રણે લોકના રાજ્યનો લાભ થવાથી એટલે થાય **अपि**—તોપણ **नु**—ત્યારે **किं**—કેમ ? **मह्याया कृत्ते महीकृते**—પૃથ્વિ માટે

(૩૬) પદચ્છેદ —**जनान अर्दयति** ( ગતિ આપે છે ) **इति जनार्दन. तत संबुद्धौ हे जनार्दन !**—હે કૃષ્ણ ! **धार्तराष्ट्रान् निहत्य**—કૌરવોને મારીને,

વિવેચન—'જનાર્દન' શબ્દના ઘણા અર્થ છે–[ (૧) જન નામના અસુરોનો જે વધ કરે તે [૨) જેની પાસે મનુષ્ય પુરૂષાર્થની પ્રાર્થના કરે તે (૩) જે જન્મનો નાશ કરે એટલે મુક્તિ આપે તે (૪) અથવા જે રૂદ્ર રૂપ ધારણ કરીને મનુષ્યોનો સહાર કરે છે તે ] 'આતતાયિનઃ' શબ્દનો અર્થ પણ જાણવા જેવો છે તે સાભળો વસિષ્ઠસ્મૃતિમા ૩–૧૯ કહે છે કે–ઘર બાળનાર, વિષ આપનાર, હાથમા શસ્ત્ર લઈને મારવા આવનાર, ધન લુટી લેનાર, અને ક્ષેત્ર અગર સ્ત્રીનુ હરણ કરનાર, આતતાયી (પુરૂષ) કહેવાય છે મનુસ્મૃતિમા મનુ ભગવાન કહે છે કે અધ્યાય ૮–૩૫૧

**नाततायिवधे दोषो, हन्तुर्भवति कश्चन ॥**
**प्रकाश वाऽप्रकाश वा, मन्युस्तं मन्युमृच्छति ॥**

અર્થ—કોઇ પણ માણસ જાહેર રીતે અગર તે માણસ એકલો હોય ત્યારે ખુન કરવાને આવે તો સામા માણસે અવશ્ય તેને મારી નાખવો, તેમ કરવાથી તે કદિ દોષિત થતો નથી, કારણકે ક્રોધી માણસને જોનારના મનમા ક્રોધ ઉત્પન્ન થયા વિના રહેતો નથી, અને તેના પરિણામમા તે તેને મારે છે

મનુ ભગવાનના ઉપલા જણાવેલા વિચારો અર્થશાસ્ત્રના છે પણ 'અર્થશાસ્ત્રના કરતા ધર્મશાસ્ત્ર બળવાન છે' એવુ યાજ્ઞવલ્કયે પોતાની સ્મૃતિમા કહ્યુ છે, તેથી ધર્મશાસ્ત્ર પ્રમાણે '**ન હિસ્યાત્ સર્વાણિ ભુતાનિ**'–કોઈ પણ પ્રાણીને મારવુ નહી આવા કારણથી અર્જુન આ શ્લોકમા કહે છે કે–"ભલે તેઓ આતતાયીઓ છે પણ તેઓને હણવાથી તો અમને પાપજ લાગે"

---

**न का प्रीतिः स्यात्**–અમને કઇ પ્રીતિ એટલે અમને કયો લાભ થાય ! **एतान् आततायिन**–આ આતતાયિઓને **हत्वा**–હણીને અગર હણવાથી, **पापम् एव**–પાપજ **अस्मान् आश्रयेत्**–અમને લાગે

**શ્લોક-તસ્માન્નાર્હા વયં હન્તુ, ધાર્તરાષ્ટ્રાન્સ્વબાન્ધવાન્ ।**
**સ્વજન હિ કથ હત્વા, સુખિનઃ સ્યામ માધવ ॥**

**પદાનિ**—તસ્માત-ન-અર્હા-વય-હન્તુ-ધાર્તરાષ્ટ્રાન-સ્વબાન્ધવાન્
સ્વજન-હિ-કથ-હત્વા-સુખિન-સ્યામ-માધવ ॥૩૭॥

અર્થ—અર્જુન શ્રીકૃષ્ણને આગળ કહે છે કે-તેજ કારણથી કૌરવો કે જેઓ અમારા બધુ છે તેઓને અમારે હણવા તે વાત યોગ્ય નથી હે માધવ ! સબધિઓને હણ્યા પછી અમે કેવી રીતે સુખી થઇએ ?

**શ્લોક-યદ્યપ્યેતે ન પશ્યન્તિ, લોભોપહતચેતસઃ ।**
**કુલક્ષયકૃત દોષ, મિત્રદ્રોહે ચ પાતકમ્ ॥૩૮॥**

**પદાનિ**—યદિ-અપિ-એતે-ન-પશ્યન્તિ-લોભોપહતચેતસ
કુલક્ષયકૃત-દોષ-મિત્રદ્રોહે-ચ-પાતકમ્-॥૩૮॥

**શ્લોક-કથ ન જ્ઞેયમસ્માભિઃ,પાપાદસ્માન્નિવર્તિતુમ્ ।**
**કુલક્ષયકૃત દોષ,પ્રપશ્યદ્ભિર્જનાર્દન. ॥ ૩૯ ॥**

**પદાનિ**—કથ-ન-જ્ઞેય-અસ્માભિ-પાપાત-અસ્માત્-નિવર્તિતુમ્- ।
કુલક્ષયકૃત-દોષ-પ્રપશ્યદ્ભિ-જનાર્દન ॥ ૩૯ ॥

અર્થ—અર્જુન આગળ કહે છે કે-હે શ્રીકૃષ્ણ ! લોભવડે જેઓની બુદ્ધિ નાશ પામી છે એવા કૌરવો, કુળક્ષયના દોષને

---

(૩૭) **પદચ્છેદ**—**तस्मात्**-તેથી **स्वबांधवान् धार्तराष्ट्रान्**-કૌરવો જેઓ અમારા બધુઓ છે તેમને **वय हन्तुम् न अर्हा**-અમે (તેમને) હણવાને યોગ્ય નથી **माधव**-હે કૃષ્ણ ! **हि**-કારણકે **स्वजन हत्वा**-સ્વજનને હણીને **कथं सुखिन स्याम्**-(અમે) કેમ સુખી થઇએ ?

(૩૮) **પદચ્છેદ**—**यद्यपि**-અગર જો કે [ **लोभेन उपहतानि चेतांसि येषाम् ते लोभोपहतचेतस** ] **एते लोभोपहतचेतस**-જેઓની બુદ્ધિ લોભથી હણાઈ ગઈ છે તેઓ **न पश्यन्ति**-જોતા નથી **कुलस्य क्षय-**

તથા મિત્રદ્રોહના પાપને સમજતા નથી—પણ—અમે કે જે કુળના ક્ષયના દોષને જાણનારા છઇએ તેઓએ, હે જનાર્દન ! એ પાપ—કર્મથી નિવૃત્ત થવાનુ કેમ ન સમજવુ !—એટલે અમારે જાણી જોઇને શા માટે આવુ પાપ કરવુ જોઇએ ૩૮—૩૯

વિવેચન—" સમજુને બલીહાર " કહે છે, તે આટલા માટેજ " દાનો દુશ્મન સારો પણ મૂરખ મિત્ર નહિ સારો. " ઇદ્રજીતનુ મરણ સાભળી સુલોચના રડતી રડતી મદોદરી પાસે આવી અને ઇદ્રજીતનુ શબ કેવી રીતે મેળવવુ તે પુછ્યુ, ત્યારે મદોદરીએ કહ્યુ કે—" હે સતિ ! ભલે રામ આપણા દુશ્મન છે પણ તેઓને નીતિ વ્હાલી છે માટે તમે સુખેથી શ્રીરામ પાસે જાઓ. અને શબને માગી લાવો " લોભ પાપનુ મૂળ છે પ્રભુ જેઓના ઉપર દયા કરે તેઓજ લોભમાથી બચી શકે છે સાદુ અને પવિત્ર જીવન ગાળવા ઇચ્છનાર સ્ત્રી અગર પુરૂષ, લોભમાથી કેટલેએક અશે બચી શકે છે

શ્લોક—કુલક્ષયે પ્રણશ્યન્તિ, કુલધર્માઃ સનાતનાઃ ।
ધર્મે નષ્ટે કુલ કૃત્સ્ન, મધર્મોઽભિભવત્યુત ॥૪૦॥

પદાનિ—કુલક્ષયે—પ્રણશ્યન્તિ—કુલધર્મા—સનાતના—
ધર્મે—નષ્ટે—કુલ—કૃત્સ્ન—અધર્મ—આભભવતિ—ઉત ॥૪૦॥

---

कुलक्षय, तेन कृत (दोष), कुलक्षयकृत दोष—કુળનો નાશ થવાથી જે દોષ થશે તેને च—અને मित्रद्रोहे पातक—મિત્રનુ બગાડવામા રહેલા પાપને

(૩૯) પદચ્છેદ—जनार्दन ! હે કૃષ્ણ ! कुलक्षयकृतं दोष—કુલનો નાશ થવાથી જે દોષ થાય તે દોષને प्रपश्यद्भि अस्माभि—અમો કે જેઓ જોઇએ છઇએ તેઓથી अस्मात् पापात् निवर्तितुम् આ પાપમાથી પાછા વળવાનુ कथ न ज्ञेयम् [ज्ञातुम् योग्यं ज्ञेयम्]—કેમ ન સમજાવુ જોઇએ, એટલે અમારે સમજવુજ જોઇએ

(૪૦) પદચ્છેદ—कुलक्षये—કુળનો નાશ થતા, [ सना ( નિરતર )

અર્થ—( અર્જુન આગળ કહે છે કે–જો આ પ્રમાણે લોભને વશ થઈને ) કુળનો નાશ કરીએ તો, ઘણા કાળથી ચાલ્યા આવતા કુળના ધર્મો નાશ પામે છે, અને ધર્મનો નાશ થતા આખા કુળને અધર્મ દબાવી દે છે

વિવેચન—સ્ત્રી પુરૂષના જોડામા પુરૂષ ‘ વર ’ કહેવાય છે. ‘ વર ’ એટલે તે બેઉમા શ્રેષ્ટ અગર ઉત્તમ–એટલે સ્ત્રીને દોરનાર અગર રક્ષણ કરનાર યુદ્ધમા આવા દોરનાર અગર રક્ષણ કરનાર પુરૂષોનો નાશ થાય તો બાકી ખાતે સ્ત્રીઓ રહે દોરનાર અગર રક્ષણ કરનારની ગેરહાજરીમા સ્ત્રીઓની કેવી દશા થાય તે વાત હવે કહે છે—

શ્લોક–અધર્માભિભવાત્ કૃષ્ણ, પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ ।
સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય, જાયતે વર્ણસંકરઃ ॥૪૧॥

પદાનિ—અધર્માભિભવાત્–કૃષ્ણ–પ્રદુષ્યન્તિ–કુલસ્ત્રિય –
સ્ત્રીષુ–દુષ્ટાસુ–વાર્ષ્ણેય–જાયતે–વર્ણસંકર ॥૪૧॥

અર્થ—અર્જુન આગળ કહે છે કે–હે શ્રીકૃષ્ણ ! અધર્મ વધવાથી કુળની સ્ત્રીઓ દૂષિત–દોષવાળી થાય છે અને હે વાર્ષ્ણેય ! આ પ્રમાણે દૂષિત થએલી સ્ત્રીઓમા વર્ણસંકર પ્રજા જન્મે છે

વિવેચન—કોઈ કોઈ ઉચ્ચકોટીની વિધવા સ્ત્રીઓને બાદ કરતા, બાકીની તમામ વિધવા સ્ત્રીઓને પોતાનુ જીવન સહિ-

---

भवा इति सनातना ] सनातना, कुलधर्मा प्रणश्यति–પગ પગથી ચાલ્યા આવતા કુળના ધર્મો નાશ પામે છે, धर्मे नष्टे–ધર્મ નાશ પામતા, कृत्स्नं कुलं–આખા કુળને उत–જ, अधर्मः अभिभवति–અધર્મ દબાવી દે છે, પાયમાલ કરે છે–નાશ કરે છે,

(૪૧) પદચ્છેદ—अधर्मेण कृत अभीभव ( પરાભવ ) अधर्माभिभव, तस्मात् अधर्माभिभवात् અધર્મથી થએલા અભિભવ અગર નાશને લીધે कृष्ण–હે કૃષ્ણ ! कुलस्त्रिय प्रदुष्यन्ती–કુળની સ્ત્રિઓ વ્યભી-

સલામત ગાળવુ અઘરૂ છે વિધવા થયા પછી જો તે સ્ત્રી કોઈને ગાઠતી નથી, તો તે સ્ત્રી નાથ વિનાના બળદની માફક જરૂર ગમે તે ખાડામા પડીને કમોતે મરે છે માટે વિધવાએ વડીલની આજ્ઞા બરાબર પાળવી

શ્લોક—સ કરો નરકાયૈવ, કુલઘ્નાના કુલસ્ય ચ ।
પતન્તિ પિતરો હ્યેષા, લુપ્તપિડોદકક્રિયાઃ ॥૪૨॥

પદાનિ—સ કર -નરકાય-એવ-કુલઘ્નાના-કુલસ્ય-ચ-
પતન્તિ-પિતર -હિ-એષા-લુપ્તપિડોદકક્રિયાઃ ॥૪૨॥

અર્થ—વર્ણસકર પ્રજા, કુળના ઘાતક પુરૂષોને તથા કુળને નરકમાજ નાખે છે અને તેઓના પિતૃઓ, પિંડોદકાદિ ક્રિયા નહી મળવાને લીધે પતન પામે છે એટલે પિતૃલોકમાથી નરકમા પડે છે

વિવેચન—મનુસ્મૃતિ ૮-૩૫૩ મા જણાવે છે કે વ્યભિચારથી ઉત્પન્ન થએલી પ્રજા વર્ણસકર કહેવાય છે, અને વર્ણસકરથી અપાએલ હોમકર્મની આહુતિઓ દેવ સ્વિકારતા નથી. અત્યારના જમાનામા વ્યભિચાર સામાન્ય વાત બની ગયો છે અને તેના ફળરૂપે દુખ પણ સામાન્ય બની ગયા છે સધવાએ પોતાના પતિમા પ્રેમ વધે તેવુ અને વિધવાએ પરમાત્મામા પ્રેમ વધે તેવુ આચરણ કેળવવુ જોઇએ

---

ચારિણી બને છે वृष्णे गोत्रापत्य पुमान् वार्ष्णेय तत् सबुद्धौ हे वार्ष्णेय !-વૃષ્ણિ નામના યાદવના કુળમા જન્મેલા હે કૃષ્ણ ! दुष्टासु स्त्रीषु-[ આ પ્રમાણે ] વ્યભીચારિણી બનેલી સ્ત્રીઓમા वर्णान् सकरोति ( ભેળભેળ કરે છે ) इति वर्णसंकर -એક વર્ણની સ્ત્રીમા બીજા વર્ણના પુરૂષથી ઉત્પન્ન થએલો પુત્ર जायते-જન્મે છે

(૪૨) પદચ્છેદ—च-અને कुलस्य सकर -કુળનો સ કર [ कुल घ्नन्ति इति कुलघ्ना , तेषाम् कुलघ्नानां-કુળનો નાશ કરનારાના ] कुलघ्नानाम् नरकाय एव-કુળનો નાશ કરનારાઓના નરકને માટેજ [ लुप्ताः

શ્લોક-દોષૈરેતૈઃ કુલઘ્નાનાં, વર્ણસંકરકારકૈઃ ॥
ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ, કુલધર્માશ્ચ શાશ્વતાઃ ॥૪૩॥

પદાનિ—દોષૈ-એતૈ-કુલઘ્નાના-વર્ણસંકરકારકૈ ॥
ઉત્સાદ્યન્તે-જાતિધર્મા-કુલધર્મા-ચ-શાશ્વતા ॥

અર્થ—( અર્જુન આગળ કહે છે કે હે શ્રીકૃષ્ણ ! ) કુળનો નાશ કરનારા પુરૂષોના દોષો તથા પ્રજાને વર્ણસંકર બનાવવાના દોષોને લીધે, વંશપરંપરાથી ચાલ્યા આવતા જાતિના ધર્મો તથા કુળના ધર્મો પણ નાશ પામે છે

વિવેચન—આ મહાન્ વિષય છે જો કે અત્યારે લડાઈ વિગેરે તોફાન ઓછા છે પણ વ્યભીચાર ઘણો વધી ગયો છે, નાતરા ( વિધવા વિવાહ ) ની ભલામણ કરનારા પણ ઘણા થયા છે, તે ઉપરાંત ગમે તે વર્ણમા લગ્ન કરવાની ભલામણ કરનારા પણ ઘણા થયા છે, કેટલીએક સધવા અગર વિધવા સ્ત્રીઓ, વગર વિવાહે પરપુરૂષોને ભોગવી રહી છે વિષયના લોભમા વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ થાય છે તે વાત તદ્દન ભૂલી ગયા હોય તેવુ જણાય છે કેટલીએક વિષયની ભૂખી સ્ત્રીઓ પોતાના બાળકને ધવરાવતી પણ નથી—ધાવણના ફેરફારની અસર થાય છે તો વીર્ય તથા રજ ( રૂધીર )ના ફેરફારની અસર થયા વિના કેમ રહે !

---

पिंडोदकक्रिया येषाम् लुप्तपिंडोदकक्रिया—પિંડદાનથી તથા તર્પણથી અપાતા જળની ક્રિયાનો જેઓને લાભ મળતો નથી એવા हि-જરૂર, ચોક્સ, एषा लुप्तपिंडोदकक्रिया पितर पतन्ति—તેઓના પિતૃઓ કે જેમને પિંડદાનની ક્રિયાથી જળ મળતુ નથી તેઓ (નરકમા) પડે છે

(૪૩) પદચ્છેદ—कुलघ्नानाम्—કુળનો નાશ કરનારાઓના [ वर्णसंकराणाम् कारका ( કરનારા ) वर्णसंकरकारका, तै वर्णसंकरकारकै ] एतै वर्णसंकरकारकै, दोषै—આ વર્ણસંકર બનાવનાર દોષોને લીધે शाश्वता—પરંપરાથી ચાલ્યા આવતા जातिधर्मा कुलधर्मा च—જાતિ ધર્મો તથા કુળ ધર્મો उत्साद्यन्ते ( उत्+सद् પ્રેરક વ કાળ ) મૂળમાથી નાશ પામે છે

મનુષ્ય બધા—પણ સા સૌના શરીર, મન તથા ધર્મના બધારણ જુદા છે પખી બધા, પણ તેઓ પોતપોતાની જાતમાજ સગ કરીને પ્રજા ઉત્પન્ન કરે છે પશુ પણ તેમજ કરે છે, અને તેમ કરતા નથી ત્યા—ઘોડો ગધેડીના સગમા પડે છે તો ત્યા વર્ણસકર એટલે ખચ્ચરની પેદાશ થાય છે પવિત્રતા તથા ઉત્તમ જ્ઞાન વિના વિષયનુ પૂર અટકે એવુ નથી—માટે આવા પાપમાથી બચવુ હોય તો જેમ બને તેમ તન, મન તથા ધનને પવિત્ર રાખો અને તે સાથે ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ કરો ભલભલા ભૂલી જાય તેવી આ વાત છે

*શ્લોક—ઉત્સન્નકુલધર્માણા, મનુષ્યાણા જનાર્દન ।
નરકે નિયત વાસો, ભવતીત્યનુશુશ્રુમ ॥ ૪૪ ॥

**પદાનિ**—ઉત્સન્નકુલધર્માણા—મનુષ્યાણા જનાર્દન—
નરકે—નિયત—વાસ—ભવતિ—ઇતિ—અનુશુશ્રુમ ॥

અર્થ—( અર્જુન આગળ કહે છે કે—જેઓના કુળના ધર્મો નાશ પામ્યા હોય છે, એવા માણસોનો, હે જનાર્દન !—હે શ્રી કૃષ્ણ !—જરૂર નરકમા વાસ થાય છે' એવુ પણ અમે સાભળ્યુ છે

વિવેચન—પશુ પક્ષીને પણ ધર્મ અગર આચાર જેવુ કાઈ હોય છે ત્યારે દરેક જમાનામા કેટલાએક નાસ્તિક ભાઇઓ તથા બ્હેનો અને શુષ્ક વેદાતીઓ ધર્મ અગર આચારને માનતાજ નથી તેઓ તો કહે છે કે ભૂખ લાગે ત્યારે ખાવુ, વિષયની જરૂર વખતે વિષય ભોગવી લેવા, ઉઘ આવે ત્યારે ઉઘવુ અને મોત આવે ત્યારે મરવુ—આ તો બધુ કુદરતી છે તેમા વળી ધર્મ શા

(૪૪) પદચ્છેદ—**जनार्दन !**—હે કૃષ્ણ ! **उत्सन्ना कुलधर्मा: येषाम् ते, उत्सन्नकुलधर्मा, तेषाम् उत्सन्नकुलधर्माणाम्**—જેઓના કુળ ધર્મો મૂળમાથી નાશ પામ્યા છે એવા **मनुष्याणाम्**—મનુષ્યોનો **नरके नियतं वास: भवति**—નરકમા નિરતરને માટે વાસ થાય છે **इति अनुशुश्रुम** ( **अनु+श्रु** પરોક્ષ ભૂ કાળ )—એવુ અમે સાભળ્યુ હતુ

અને આચાર શા ? ” ત્રિદોષ ( સન્નિપાત ) વાળો જેમ ગમે તેમ બોલે છે પણ તેનો ધોખો કરવો ઘટતો નથી, તેવીજ રીતે આવા સ્ત્રીપુરૂષોનો પણ ધોખો કરવો નહી—જેમ બને તેમ તેમનાથી અલગ રહેતા શીખવુ આ પ્રમાણે તમો તેમનાથી અલગ રહો છો, તે વાત પણ તમારે તેમને કહેવી નહી તમારા પોતામા કાંઈ આવો કચરો હોય તો સાફ કરતા રહેજોજી કાઇ પાપ થયા હોય અગર થાયતો પ્રાયશ્ચિત કરીને તેમાથી મુક્ત થાઓ પ્રાયશ્ચિત ન કરી શકો તો પશ્ચાતાપ તો જરૂર કરો ખ્રીસ્તિ ધર્મશાસ્ત્રમા ‘ કરેલા ગુન્હા ધર્મ ગુરૂઓને નમ્રતા પૂર્વક કહી દેવાની અને માફી માગવાની રીત ’ છે ખ્રીસ્તિ વિગેરે બીજા ધર્મશાસ્ત્ર પણ એવુજ બતાવે છે મોટા પુરૂષ કહે છે કે—

જે મનુષ્યો પાપ કરવામા પ્રીતિવાળા છે અને પાપ કર્યા પછી પ્રાયશ્ચિત્ત અગર પશ્ચાતાપ કરતા નથી તેઓ ભયકર નરકને ભોગવે છે

શ્લોક—અહો બત મહત્પાપ, કર્તું વ્યવસિતા વયમ્ ।
યદ્રાજ્યસુખલોભેન, હતુ સ્વજનમુદ્યતા ॥ ૪૫ ॥

**પદાનિ**—અહો-બત-મહત-પાપ-કર્તું-વ્યવસિતા-વયમ્-
યત્-રાજ્યસુખલોભેન-હતુ-સ્વજનમ્-ઉદ્યતા ॥

અર્થ—( અર્જુન આગળ કહે છે કે )—અહો ! ઘણીજ દીલગીરીની વાત છે કે—અમે મોટુ પાપ કરવાને તૈયાર થઇ ગયા છઇએ, કારણકે રાજ્ય સુખના લોભ માટે પોતાના સબધિઓને હણવાને અમે પ્રયત્ન કરી રહ્યા છઇએ

---

(૪૫) પદચ્છેદ—**अहो बत**—અરે ખરેખર ખેદજનક વાત છે કે **वय महत् पाप कर्तुम्**—અમે મોટુ પાપ કરવાને **व्यवसिता** ( **वि+अव+सो+त** )—સજ્જ થયા છઇએ **यत्**—કારણકે **राज्यस्य सुख राज्यसुख, तस्य लोभेन राज्यसुखलोभेन**—રાજ્ય મળવાથી થતા સુખના લાભ માટે **स्वजन हन्तु**—સબધીઓને મારવા માટે **उद्यता**—ઉદ્યમ અગર પ્રયત્ન કરી રહ્યા છઇએ

વિવેચન—કજીયાનુ કારણુ રાજ્યસુખ ભોગવવાનો લોભ છે લોભના પુરમા તણાઇ ન મરવુ એ ભગવદીય જનોનો ધર્મ છે

શ્લોક–યદિ મામપ્રતીકાર–મશસ્ત્ર શસ્ત્રપાણુય: ।
ધાર્તરાષ્ટ્રા રણે હન્યુસ્, તન્મે ક્ષેમતર ભવેત્ ॥

પદાનિ—યદિ–મામ–અપ્રતીકાર–અશસ્ત્ર–શસ્ત્રપાણુય ॥
ધાર્તરાષ્ટ્રા –રણે–હન્યુ –તત્–મે–ક્ષેમતર –ભવેત્– ॥૪૬॥

અર્થ—( અર્જુન આગળ કહે છે કે–કદાચ તેઓ લડવાને આતુર હોય તોપણુ ) હુ કે જે હથીઆર ધારણુ કરવાનો નથી અને એમ થતા હુ મારો બચાવ કરવાનો નથી એટલે–સામો થવાનો નથી તેને, હથીઆર ધારણુ કરવાવાળા કૌરવો રણુસગ્રામમા મારે (હણે) તો તેથી મારૂ વધારે કલ્યાણુ થાય

વિવેચન—' વધારે ' શબ્દ એવુ સુચવે છે હુ રાજ્યનો અધિકારી છઉ છતા રાજ્ય ન મળે તો જીવતર દુખમા પસાર થાય દુખી જીદગીનો અત આણુવામાટે કદિ હુ આત્મહત્યા કરૂ ' તો તેના કરતા, તેઓ મને મારે, તે વધારે સારૂ છે

શ્લોક–એવમુક્ત્વાર્જુન: સખ્યે, રથોપસ્થ ઉપાવિશત્ ।
વિસૃજ્ય સશર ચાપ, શોકસવિગ્નમાનસ: ॥૪૭॥

---

(૪૬) પદચ્છેદ—**यदि**–જો [ **शस्त्राणि पाणिषु येषां ते–शस्त्रपाणय** ] **शस्त्रपाणय धार्तराष्ट्रा**–જેઓએ હાથમા હથીઆર લીધા છે એવા કૌરવો **रणे (माम्) हन्यु**–રણુમા ( મને ) હણે અગર મારે [ **नास्ति प्रतिकार.** સામુ થવુ અગર બચાવ કરવો તે **यस्य स अप्रतिकार तम् अप्रतिकारम्** ] **अप्रतिकार अशस्त्र माम्**–હુ કે જે બચાવ કરવાનો નથી તેમ શસ્ત્ર ધારણુ કરવાનો નથી તેને **मे क्षेमतरं** ( **अतिशयेन क्षेमम् इति क्षेमतर** )–મારૂ ઘણુ કલ્યાણુ કરનાર **तत् भवेत्**–તે કાર્ય થાય

(૪૭) પદચ્છેદ.—**एवं उक्त्वा**–એમ કહીને **सख्ये**–રણુભૂમિમા **रथे उपतिष्ठति इति रथोपस्थ**–રથમા ઉભો હતો તે **शोकेन सविग्न** ( **सं+**

પદાનિ—એવ–ઉક્ત્વા–અર્જુન –સ ખ્યે–રથોપસ્થ –ઉપાવિશત–
વિસૃજ્ય–સશર–ચાપ–શોકસવિગ્નમાનસ ॥૪૭॥

અર્થ—( સ જય ધૃતરાષ્ટ્રને કહે છે કે ) રણમા ( લડવાને સજ્જ થઈને રથમા ઉભો હતો ) તે તથા જેનુ મન શોકથી ડોલી રહ્યુ હતુ તે અર્જુન, ઉપર પ્રમાણે કહીને તથા ધનુષ્ય બાણનો ત્યાગ કરીને ( રથમા ) બેસી ગયો

વિવેચન—' જ્યા સુધી મારા મનનુ સમાધાન ન થાય ત્યા સુધી લડવુ ઠીક નથી ' એટલે ' જે પાપ છે એવુ પોતાના મનમા કબુલ થયુ છતા પાપ કર્યે જવુ ' એ વાત વ્યાજબી નથી, તેનુ સુચન આ શ્લોકમા છે—[ એક કાછીયો પાત્રીશ ભારના શેરથી શાક તોળી આપતો હતો તેમા પાપ છે અને તે પાપ પોતાને ભોગવવુ પડશે, એવી વાત તે પોતે જાણતો હતો, છતા મુવો ત્યા સુધી–વીસ વરસ સુધી–શેર બદલ્યો નહિ–હાકયેજ ગણ્યુ મુમુક્ષુઓને કાછીયા જેવુ થવુ ઘટતુ નથી ]

॥ ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસુ ઉપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં
યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસવાદે અર્જુનવિષા-
દયોગો નામ પ્રથમો અધ્યાય ॥

ઉપનિષદ્મા જણાવેલી બ્રહ્મવિદ્યાના સબધમા યોગશાસ્ત્રમા શ્રીકૃષ્ણ તથા અર્જુન વચ્ચે થએલા સવાદમા, ' અર્જુન વિષાદ-યોગ ' નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત થયો

લ્યો ત્યારે–ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ

---

विज्+त–તે ભય પામતુ અગર ચલાયમાન થતુ ) मानस (મન) यस्य स शोकसंविग्नमानसं.–શોકથી જેનુ મન ડોલી રહ્યુ હતું એવો अर्जुन –અર્જુન सशर चाप–બાણ સહિત ધનુષને विसृज्य–છોડી દઈને. उपाविशत्–બેઠો અગર બેસતો હતો.

# સંસ્કૃત—વ્યાકરણ.

---

## ( ગીતા વાંચવા શીખનારને ખાસ ઉપયોગી. )

આપણે બોલીએ છીએ તે દરેક વાક્ય વ્યાકરણના નિયમોને આધારે બોલાય છે, માટે **પદ** રચનાનુ જે જ્ઞાન આપે તેનુ નામ—વ્યાકરણ

વ્યાકરણમા મુખ્ય મુખ્ય શબ્દો=નામ, સર્વનામ, વચન, પુરુષ, **વીશે**ષણ, વિભક્તિ, કર્તા, કર્મ, ક્રિયાપદ, કાળ, અર્થ, અવ્યય, કૃદત વિગેરે

**નામ**—પ્રાણી અગર પદાર્થને ઓળખવા માટે આપેલા નામ તે **નામ**

દ્રષ્ટાત—મોતીભાઇ, હરિભાઇ, પથ્થર, ઘર, વાજુ વિગેરે

નામને ત્રણ જાતિઓ હોય છે પુલ્લિગ ( નરજાતિ ), સ્ત્રીલ્લિગ ( નારીજાતિ ), નપુસકલ્લિગ ( નાન્યેતરજાતિ )

**સર્વનામ**—નામને ઠેકાણે જે વપરાય તે દ્રષ્ટાત—શ્રીકૃષ્ણ પધાર્યા પછી મે **તેમને** જમાડયા 'તેમને' એ સર્વનામ છે

સર્વનામને પણ ત્રણ જાતિ હોય છે

**વચન**—ત્રણ છે એકવચન ( એકપણુ સૂચવે તે )

દ્વિવચન ( બેપણુ સૂચવે તે )

બહુવચન ( બેથી વધારેપણુ સૂચવે તે )

**પુરુષ**—ત્રણ છે—પહેલો પુરુષ ( બોલનારને ઠેકાણે વપરાય **તે** ) હુ, અમે, મારો, અમારી વિગેરે

બીજો પુરુષ ( સાભળનારને ઠેકાણે વપરાય તે ) તુ, તમે, તમારો, વિગેરે

ત્રીજો પુરુષ ( જેના સબધી વાત થતી હોય અને તે વાતમા ન હોય તે ) તે, તેઓ તેને વિગેરે

**વિશેષણ**—નામને વિશેષ ઓળખાવવા માટે આવે તે વિશેષણ

**દ્રષ્ટાત**—લાલ ઘોડો, મોટો રથ—તેમા 'લાલ' તથા 'મોટો' વિશેષણ

**વિભક્તિ**—સાત + સબોધન = કુલ આઠ

**પ્રથમા**—પહેલી વિભક્તિ—કર્તા તરીકે વપરાય છે કર્મણિ પ્રયોગમા 'કર્મ' પ્રથમામા વપરાય છે

દ્વિતીયા—બીજી વિભક્તિ–કર્મ તરીકે વપરાય છે
દ્રષ્ટાંત—રામે રાવણને માર્યો–' રામ ' કર્તા અને 'રાવણ ' કર્મ.
તૃતીયા—ત્રીજી વિભક્તિ–સાધન તથા કર્તાપણામા આવે છે
દ્રષ્ટાંત—સાધનપણામા–રામ કલમથી લખે છે 'કલમ તૃતીયાવિ મા.
દ્રષ્ટાંત—કર્તાપણામા–રામથી રાવણ મરાય છે રામ' તૃતીયા વિ મા
ચતુર્થી—ચોથી વિભક્તિ–સપ્રદાન અર્થે–આપવા અર્થે
દ્રષ્ટાંત—વસિષ્ઠે રામને આશીર્વાદ આપ્યા ' રામ ચોથી વિ મા.
પચમી—પાચમી વિભક્તિ–અપાદાન અર્થે–છૂટા પડવા અર્થે
દ્રષ્ટાંત—રામ ચિત્રકુટથી આગળ ચાલ્યા 'ચિત્રકુટ' પચમી વિ મા
ષષ્ઠી—છઠ્ઠી વિભક્તિ સબધ અર્થે તથા કોઇ ઠેકાણે દ્વિતીયા જેવા અર્થે પણ વપરાય છે
દ્રષ્ટાંત–રામની સ્ત્રીનુ નામ સિતા ' રામ ' છઠ્ઠી વિ મા
સપ્તમી–સાતમી વિભક્તિ–આધાર અથવા સ્થળ સૂચવવા અર્થે
દ્રષ્ટાંત–રામ સતાના હૃદયમા વસે છે ' હૃદય ' સપ્તમી વિ મા.
સબોધન–બોલાવવા અગર સાદ કરવામા વપરાય છે
દ્રષ્ટાંત હે કૃષ્ણ ! મારા રથ આગળ હાંકો ' કૃષ્ણ સબોધન વિ મા છે

[ નોંધ—નામ, સર્વનામ તથા વિશેષણોને–ત્રણેને–જ્યારે જાતિ, વચન, વિભક્તિ તથા પુરૂષ લાગેલા હોય ત્યારેજ તેમનો ભાષામા ઉપયોગ થાય છે ]

કર્તા–ક્રિયા જેનાથી થાય તે કર્તા
કર્મ–જે કરવાનુ હોય તે કર્મ
દ્રષ્ટાંત–પડિતજી કથા વાચે છે સવાલ–વાચનાર કોણ ? જવાબ–પડિતજી–માટે ક્રિયા કરનાર પડિતજી ' કર્તા
સવાલ–વાચવાનુ શુ ? જવાબ–કથા આદી ' કથા , કર્મ બન્યુ છે

[ નોંધ—નામ અગર સર્વનામ કર્તા અગર કર્મ હોઇ શકે છે ]

ક્રિયાપદ–જે કોઇ પણ ક્રિયા સૂચવે તેનુ નામ ક્રિયાપદ ક્રિયાપદમા કાળ, પુરૂષ અને વચન હોય છે કર્તરિ પ્રયોગમા, ' કર્તા ' પ્રમાણે ક્રિયાપદ, પુરૂષ તથા વચન લે છે કર્મણિ પ્રયોગમા કર્મ પ્રમાણે ક્રિયાપદ, પુરૂષ તથા વચન લે છે ભાવે પ્રયોગમા ક્રિયાપદ ત્રીજા પુરૂષ એક વચનમાજ રહે છે પોતે ન કરે અને બીજાને પ્રેરણા કરીને કાર્ય કરાવે તો તે 'પ્રેરક

ક્રિયાપદ' કહેવાય છે ઇચ્છાનો ભાવ સૂચવતો ઇચ્છાદર્શક ક્રિયાપદ કહેવાય છે ક્રિયાપદ નામમાથી બન્યુ હોય તો તે 'નામધાતુક્રિયાપદ' કહેવાય છે

કાળ—મુખ્ય ત્રણ કાળ છે—ભૂત, વર્તમાન અને ભવિષ્ય

ભૂતકાળ—આપણે વાત કરીએ તે પહેલા જે ક્રિયા થઇ હોય તે ભૂતકાળમા આવે છે ભૂતકાળના ત્રણ પેટા ભાગ છે

૧ પરોક્ષ ભૂતકાળ—ઘણા વખતપર જે વાત બની હોય તે

૨ હ્યસ્તન ભૂતકાળ—કાલે અગર કાલ પહેલા થોડા વખત ઉપર જે વાત બની હોય તે

૩ અદ્યતન ભૂતકાળ—વાત કરીએ છીએ તે પહેલા પણ આ-જેજ જે વાત બની હોય તે

વર્તમાનકાળ—ચાલુ કાળમા જે ક્રિયા થતી હોય તે માટે વપરાય છે

ભવિષ્યકાળ—હવે પછી જે કાંઇ બને તેને માટે ભવિષ્યકાળ વપરાય છે તેના બે ભાગ છે

૧ સામાન્ય ભવિષ્ય—વાત કરીએ તે પછી ગમે ત્યારે કરીએ તે સામાન્ય

૨ શ્વસ્તન ભવિષ્ય—કોઇ પણ કાર્ય આવતી કાલે થશે, એમ જણાવવુ હોય ત્યા વપરાય છે

અર્થ—ચાર છે આજ્ઞાર્થ (હુકમ કરે તે) વિધ્યર્થ (વિધિ સત્કાર, વિનતિ, પ્રશ્ન વિગેરે સૂચવે તે) આશીર્વાદાર્થ (આશીષ આપવાની ક્રિયા સૂચવે તે) અને ચોથુ—ક્રિયાતિપત્યર્થ (સંકેત સૂચવે તે)

[ **નોંધ**—આ ચારે અર્થો ઉપર જણાવેલા કાળો સાથે સબંધ રાખે છે ]

**અવ્યય**—જે પોતાનુ અસલ રૂપ કદિ બદલે નહિ તેનુ નામ અવ્યય વાક્યોમા વિશેષ ભાવ સૂચવવા માટે, અવ્યય જુદા જુદા અર્થમા વપરાય છે

દ્રષ્ટાંત—**विना, स्वस्ति, नमस्** વિગેરે અવ્યયો છે નામ અગર ક્રિયાપદ સાથે જે અવ્યયો જોડાય છે તે અવ્યયો "ઉપસર્ગ" કહેવાય છે

કૃદંત—ક્રિયાપદમાથી બને છે તે ભૂત, વર્તમાન તથા ભવિષ્ય—ત્રણે કાળને તથા અર્થને સૂચવે છે, અને નામના વિશેષણ તરીકે પણ વપરાય છે

દ્રષ્ટાંત—**कृ** તથા **भू** ધાતુમાથી

વર્તમાનકાળનુ કૃદત—**कुर्वत्** અને **भवत्**
ભૂતકાળનુ કૃદત—**कृत** અને **भूत**
ભવિષ્યકાળનુ કૃદત—**करिष्यत्** અને **भविष्यत्**

---

## અક્ષર.

અક્ષરોના મુખ્ય બે ભાગ છે—સ્વર તથા વ્યજન

સ્વર—( ૧૪ ) **अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए ऐ, ओ** અને **औ**

અનુસ્વાર—અક્ષરને માથે મીડુ મુકાય છે તે

વિસર્ગ—અક્ષરની પાછળ બે ટપકા મુકાય છે તે

વ્યજન

કંઠ્ય—**क्, ख्, ग्, घ्, ङ्**
તાલવ્ય—**च्, छ्, ज्, झ्, ञ्**
મર્ધન્ય—**ट्, ठ्, ड्, ढ्, ण्**
દત્ય—**त्, थ्, द्, ध्, न्**
ઓષ્ઠ્ય—**प्, फ्, ब्, भ्, म्**

| | |
|---|---|
| અતસ્થ અથવા અર્ધસ્વર | તાલવ્ય—**य** |
| | મર્ધન્ય—**र** |
| | દત્ય—**ल** |
| | દત તથા ઓષ્ઠ્ય—**व्** |
| ઉષ્માક્ષર | તાલવ્ય—**श** |
| | મર્ધન્ય—**ष्** |
| | દત્ય—**स** |
| મહાપ્રાણ | **ह** |

હજી વ્યજનના બે ભાગ છે—(૧) ઘોષ વ્યજનો અને (૨) અઘોષ વ્યજનો

ઘોષ વ્યજનો—ઉપર જણાવેલા પાચ વર્ગોમા છેલ્લા ત્રણ ત્રણ વ્યજનો ( ૫×૩=૧૫ ), અંતસ્થ ( ૪ ) તથા મહાપ્રાણ **ह** ( ૧ ) ઘોષ કહેવાય છે કુલ (૨૦) થયા

અઘોષ વ્યજનો—પહેલા પાચ વર્ગોમાના પહેલા બે અક્ષરો (૫×૨=૧૦) તથા ઉષ્માક્ષર (૩) મળીને કુલ ( ૧૩ ) અઘોષ વ્યજનો છે

કુલ વ્યજનો ( ૩૩ ) છે

# સંધિ.

સ ૃતમા બે અક્ષરો સાથે આવતા વર્ણો ઠેકાણે જે ફેરફાર થાય છે તે સધિ કહેવાય છે તેના મુખ્ય મુખ્ય નિયમો નીચે પ્રમાણે છે

૧ **इ, उ, ऋ, लृ**, હ્રસ્વ અથવા દીર્ઘનો ગુણ અનુક્રમે **ए, ओ, अर** અને **अल** થાય છે

૨ **अ इ**, અથવા **ई**, **उ** અથવા **ऊ ऋ**, અથવા **ॠ** અને **लृ** અથવા **लॄ** ની વૃદ્ધિ અનુક્રમે **आ, ऐ औ, आर** અને **आल** થાય છે

૩ **अ** કે **आ** પછી હ્રસ્વ કે દીર્ઘ—**इ उ, ऋ** અને **लृ** આવે ત્યારે પછીના સ્વરનો ગુણ તે બેઉ સ્વરને બદલે મૂકાય છે જેમકે **अ** કે **आ** પછી **इ** અથવા ઈ આવે તો તે બેઉ સ્વરને બદલે **ए** મૂકાય છે **अ** કે **आ** પછી **उ** અથવા **ऊ** આવે તો બેઉ સ્વર મળીને **ओ** થાય છે **अ** કે **आ** પછી **ऋ** અથવા **ॠ** આવે તો બેઉ સ્વર મળીને **अर्** થાય છે **अ** કે **आ** પછી **लृ** અગર **लृ** આવે તો બેઉ મળીને **अल्** થાય છે દ્રષ્ટાંત—**इष्ट्वा+इमम्=इष्ट्वेम** (અ ૧–૨૮) **विनद्य+उच्चै=विनद्योच्चै** ( અ ૧–૧૨ )

૪ **अ** કે **आ** પછી **ए** કે **ऐ** આવે તો બેઉ મળીને **ऐ** થાય છે **अ** કે **आ** પછી **ओ** કે **औ** આવે તો બેઉ મળીને **औ** થાય છે દ્રષ્ટાંત—**सहसा+एव=सहसैव** ( અ ૧–૧૩ ) **पश्य+एतान्=पश्यैतान्**– (અ ૧–૨૫ )

૫ છેલ્લા ચાર સ્વરો ( **ए, ऐ, ओ** અને **औ** ) સિવાયના સ્વરો, જ્યારે પોતાની જાતના હ્રસ્વ અથવા દીર્ઘસ્વર સાથે મળે છે ત્યારે તે બેઉ મળીને એક દીર્ઘસ્વર થાય છે દ્રષ્ટાંત—**भ्रमति+इव=भ्रमतीव** ( અ ૧–૩૦ **उत्क्रामति+ईश्वर =उत्क्रामतीश्वर** ( અ ૧૫–૮ ) **तु+उद्देशतः=तूद्देशत** =( અ ૧૦–૪ ) **आत्मना+आत्मानं=आत्मनात्मान** ( અ ૬–૫ ) **कृतेन+अर्थ = कृतेनार्थ** ( અ ૩–૧૮ ) **च=अपरे+चापरे** ( અ ૪–૨૭ )

૬ હ્રસ્વ કે દીર્ઘ **इ, उ, ऋ** અને **लृ** ની પછી વિજાતીય ( પોતાથી જુદો ) સ્વર આવે તો **इ, उ, ऋ** અને **लृ** ને ઠેકાણે અનુક્રમે **य् व् र् ल्** મુકાય છે દ્રષ્ટાંત—**गच्छन्ति+अनामय=गच्छन्त्यनामय** ( અ ૨–૫૭ ) **शक्नोमि+अवस्थातुं=शक्नोम्यवस्थातु** ( અ ૧–૩૦ ) **हि+एषाम्=ह्येषाम्** [ અ ૧–૪૨ ] **तु+इमाम्=त्विमाम्** ( અ ૨–૩૯ )

૭ જ્યારે નામ કે ક્રિયાપદના દ્વિવચનને છેડે **ई, ऊ** અને **ए** હોય ત્યારે પછીના સ્વર સાથે સંધી કરવી નહિ દ્રષ્ટાંત—**गिरी आरोहति**

૮ પદને અંતે અનુનાસિક સિવાયના કોઈ પણ વ્યંજનના પછી ઘોષ વ્યંજન અથવા સ્વર આવે છે ત્યારે પ્રથમના વ્યંજનને બદલે તેના વર્ગનો ત્રીજો વ્યંજન મૂકાય છે દ્રષ્ટાંત—**नगरात्+आगच्छति=नगरादागच्छति, यत्+यत्+विभूतिमत्=यद्यद्विभूतिमत्** [ અ ૧૦–૪૧ ]

૯ તાલવ્ય કે મૂર્ધન્ય સાથે દંત્ય વ્યંજન મળે છે ત્યારે દંત્યને બદલે અનુક્રમે તાલવ્ય કે મૂર્ધન્ય થાય છે દ્રષ્ટાંત—**यत्+ज्ञात्वा=यज्ज्ञात्वा** [ અ ૭–૨ ] **यत्+श्रेय=यच्छ्रेय** ( અ ૨–૭ ) **कस्+चित्=कश्चित** [ અ ૨–૨૯ ] **स्यात्+जनार्दन=स्याज्जनार्दन** ( અ ૧–૩૬ )

૧૦ પદને છેડે **न्** હોય અને પછી **च्, छ्, त्, थ्,** તથા **ट्, ठ्,** આવે તો **न्** ને ઠેકાણે અનુસ્વાર અને વિસર્ગ બેઉ થાય છે વિસર્ગના પછી **च् छ्** આવે તો વિસર્ગનો **श्** થાય છે, **ट्, ठ्** આવે તો વિસર્ગનો **ष्** થાય છે અને **त्** કે **थ्** આવે તો વિસર્ગનો **स** થાય છે **विराट+च=विराटश्च** ( અ ૧–૪ ) **प्राणान्+त्यक्त्वा=प्राणांस्त्यक्त्वा** ( અ ૧–૩૦ )

૧૧ અનુનાસિક સિવાય કોઈ પણ સ્પર્શ વ્યંજનના પછી અઘોષ વ્યંજન આવે તો પૂર્વના વ્યંજનને બદલે તેના વર્ગનો પ્રથમ અક્ષર આવે છે **ककुभ्+प्रान्त=ककुप्प्रान्त, वेद+ति=वेत्ति** ( અ ૮–૧૯ ) **उद्+तिष्ठ=उत्तिष्ठ** ( અ ૪–૪૨ )

૧૨ વિસર્ગની પહેલા **अ** હોય અને પછી **अ** કે ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો **उ** થાય છે તે **उ** પૂર્વના **अ** મા મળીને **ओ** થાય છે દ્રષ્ટાંત—**यः+माम्=यो माम्** ( અ ૬–૩૦ )

૧૩ પદને અંતે **ए** અગર **ओ** હોય અને પછી **अ** આવે તો તે **अ** લોપાય છે અને તેને બદલે આવુ ( ऽ ) અવગ્રહનુ નિશાન મુકાય છે દ્રષ્ટાંત—**सः+अर्जुन=सोऽर्जुन** ( અ ૪–૯ ), **अजः+अपि=अजोऽपि** [ અ ૪–૬ ], **निरीक्षे+अहम्=निरीक्षेऽहम्** [ અ ૧–૨૨ ] **एते+अत्र=एतेऽत्र** [ અ ૧–૨૩ ]

૧૪ વિસર્ગની પૂર્વે **आ** હોય અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગ ઉડી જાય છે વિસર્ગની પૂર્વે **अ** હોય અને પછી **अ**

સિવાયનો કોઈપણ સ્વર હોય તો પણ વિસર્ગ લોપાય છે. વિસર્ગ લોપ થયા પછી પાસે આવેલા સ્વરોમાં સંધિ થતી નથી. દ્રષ્ટાન્ત—**समवेता + युयुत्सव = समवेता युयुत्सव** ( અ. ૧–૧ ), **काम + एष = काम एष** (અ. ૩–૩૭) **शूरा + महर्षे = शूरा महर्षे** ( અ. ૧–૬ ) **विषया + वेदा = विषया वेदा** ( અ. ૨–૪૫ )

૧૫ **स्** અથવા વિસર્ગની પછી **श, ष** કે **स्** આવે તો વિસર્ગ કાયમ રહે છે અથવા તો વિસર્ગને બદલે **श्, ष** અગર **स्** થાય છે. દ્રષ્ટાન્ત—**पांडवा + च = पांडवाश्च** ( અ. ૧–૧ ) **यज्ञ = तप + तथा = यज्ञस्तपस्तथा** ( અ. ૧૭–૭ ).

૧૬ **स्** અથવા વિસર્ગની પૂર્વે **अ** અગર **आ** સિવાયનો કોઈ પણ સ્વર હોય અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો **र्** થાય છે. આ પ્રમાણે બનેલા **र्** પછી બીજો **र** આવે તો પહેલાનો **र्** લોપાય છે અને તેની પૂર્વનો હ્રસ્વ સ્વર હોય તો દીર્ઘ કરવો. દ્રષ્ટાન્ત—**योनि + महद = योनिर्महद** ( અ. ૧૪–૩ )

૧૭ **ए, ऐ, ओ,** અને **औ** સ્વરની સાથે જોડાના **अय्, आय्, अव्,** અને **आव्** બને છે. પદને અંતે **य्** તથા **व्** હોય તો તેનો વિકલ્પે લોપ થાય છે. દ્રષ્ટાન્ત **सर्वे + एव = सर्वेय् + एव य्** નો લોપ થતાં, **सर्वे एव** બન્યું છે ( અ. ૧–૬ ) **पूजार्हौ + अरिसूदन = पूजार्हावरिसूदन** ( અ. ૨–૪ ) **वर्ते + एव = वर्त एव** ( અ. ૩–૨૨ )

૧૮ પદને કે શબ્દને અંતે આવેલા વ્યંજનના પછી કોઈ પણ અનુનાસિક આવે તો તે વ્યંજનને બદલે તેનાજ વર્ગનો અનુનાસિક (વિકલ્પે) મૂકાય છે. દ્રષ્ટાન્ત **तस्मात् + न + अर्हा = तस्मान्नार्हा.** ( અ. ૧–૩૭ ) **अस्मात् + निवर्तितुम् = अस्मान्निवर्तितुम्** ( અ. ૧–૩૯ ), **तत् + मे = तन्मे** ( અ. ૧–૪૬ )



# સમાસ.

બે અથવા બેથી વધારે નામો એક સાથે જોડવાથી કાંઈ સુંદર અર્થ સમજાતો હોય તો તેનું નામ સમાસ આવા સમાસો—૭ છે

(૧) **द्वन्द्व** સમાસ—દ્રષ્ટાંત—**पणवा च आनका च गोमुखा च= पणवानक गोमुखा** (અ ૧—૧૩). **राग. च द्वेष· च=रागद्वेषौ** (અ ૩-૩૪)

(૨) **तत्पुरुष** સમાસ—દ્રષ્ટાંત—**विस्मयेन आविष्ट =विस्मयाविष्ट** (અ ૧૧—૧૪). **देवानाम् ईश·=देवेशः** અ (૧૧—૪૫)

(૩) **द्विगु** સમાસ—દ્રષ્ટાંત—**त्रयाणां गुणानाम् समाहार= त्रगुण्य** (અ ૨—૪૫)

(૪) **कर्मधारय** સમાસ—દ્રષ્ટાંત—**परम आत्मा परमात्मा** (અ ૧૫-૧૭)

(૫) **बहुव्रीहि** સમાસ—દ્રષ્ટાંત—**ब्रह्मणा सस्पर्शं यस्य तत्=ब्रह्मसस्पर्शम्** (અ ૬—૨૮) **विजितानि इन्द्रियाणि यस्य स =विजितेन्द्रि** (અ ૬—૮)

(૬) **अव्ययीभाव** સમાસ—દ્રષ્ટાંત—**आत्मनि इति अध्यात्मम्** (અ ૮—૧)

આ ઉપરાંત દરેક શ્લોકના પદચ્છેદમા સમાસવાળા શબ્દો છૂટા કરીને બતાવ્યા છે પદાનિ તથા પદચ્છેદનો બરાબર અભ્યાસ કરવાથી શ્લોકો સહેલા થઈ જવા સંભવ છે

હવે બાકી બાને—નામ, સર્વ નામ, વિશેષણ, કૃદંત તથા ક્રિયાપદના રૂપો રહ્યા તે રૂપો બનાવવાની રીત સહેજમા સમજાવી દેવાય તેવી નથી માટે હાલ તુરત તો શ્લોકો નિચે જણાવેલા પદો ઉપર ધ્યાન રાખવું

**સમાસ**—ત્યો ત્યારે જયશ્રીકૃષ્ણ તો કહો !

વિનતી—બાળકની ભાગી તોતડી વાણી જેમ માતાપિતા સહેલાઈથી સમજીને સુધારી લે છે, તેમ આ ગ્રન્થમા કાંઈ ભૂલચૂક રહી ગઇ હોય તો, આપ સજ્જન સુધારી લેશોજી

# મોક્ષપત્રિકા

અહી મોક્ષમદિરમા સવારમા ૮ થી ૯ શ્રીમદ્ ભાગવત ઉપર સચોટ વ્યાખ્યાન થાય છે તે વ્યાખ્યાન 'મોક્ષપત્રિકા' નામના માસીકમા પ્રગટ થાય છે મોક્ષની ઈચ્છાવાળા જીવોએ ખાસ વાચવા લાયક છે ઉપદેશ સર્વધર્મી છે તેથી હીદુ, જૈન, ઢુઢીયા, સ્વામીનારાયણ, પારસી વિગેરે સૌ તેનો ઉપયોગ કરે છે ધધામા ગુચવાઇ ગએલા તથા થોડુ ભણેલા સ્ત્રી પુરૂષોને આ મોક્ષનો સદેશો છે ભાષા સાદિ અને સરલ છે—બાળક પણ તત્ત્વની વાતો વાચી સમજી શકે તેવી સરલતા છે સવત ૧૯૭૯ થી પ્રગટ થાય છે દર મહા માસથી વરસ બદલાય છે વારષીક લવાજમ રૂ ૨) એ છે આગલી ત્રણ સાલના અકો પાકા પુઠાથી બધાવીને આપવામા આવે છે દરેક પુસ્તકની કીમત રૂા ૨—૨—૦ લેવામા આવે છે પ્રથમ સાલના પુસ્તકો માત્ર દસ છે વાચવાની ઇચ્છા થાય તો તુરત મગાવજો પછી સો રૂપૈયા ખરચતા એક પુસ્તક નહિ મળે

વ્યવસ્થાપક.



# શ્રીમદ્ ભગવદ્ગીતા-અધ્યાય ૨ જો



બીજો અધ્યાય તૈયાર થાય છે, તેમા પ્રથમ 'સાખ્ય,' 'યોગ,' 'કર્મ' વિગેરે શબ્દો ઉપર સરલતાથી ખુલાસો કરવામા આવશે પછી મૂળ શ્લોકો શરૂ થશે પ્રથમ અધ્યાય બરાબર આવડયા પહેલા બીજો અધ્યાય શરૂ કરશો નહિ પ્રથમ અધ્યાયના એકે એક વિષય વાચી જવા જોઇએ

વ્યવસ્થાપક.

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

**જ્ઞાનના જીજ્ઞાસુઓને આવા સાદાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે**

મોક્ષપત્રિકા—શ્રીમદ્ ભાગવત ઉપર મોક્ષમંદિરમા કથા થાય છે તે કથા લખી લઇ માસીકના રૂપમા બહાર ગામ જાય છે સાદિ અને સરલ ભાષામા ઉત્તમ બોધ મળે તેવું સાધન છે સંવત ૧૯૭૬ ના મહા માસથી પ્રગટ થાય છે ( જુના પુસ્તકો પણ પાકા પુઠાથી બંધાવેલા મળી શકશે દરેકની કીમત રૂ ૦—૨—૦ ) ૨—૦—૦

ગર્ભોપનિષદ્ કીમત ૦—૨—૦
શ્રી ચર્પટ પંજરીકા કીમત ૦—૧—૦
શ્રી મોહમુદ્ગર કીમત ૦—૧—૦
શ્રી તત્વબોધ કીમત ૦—૩—૦
} પુસ્તકો ખલાસ થઇ ગયા છે બીજી આવૃત્તિ છપાય છે

આત્મબોધ શ્રી શંકરાચાર્યનો ૦—૩—૬
મણિ—રત્નમાળા શ્રી તુલસીદાસજીની ૦—૧—૬
વેદાંતવિચાર ( શ્રી શંકર તથા મંડન પંડિતનો સંવાદ ) ૦—૧—૦
રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત ૦—૧૨—૦
રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ તથા ગુજરાતી ભાષાંતર સહિત ૦—૬—૦
( વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા
સમાસચક્ર ૦—૧—૦
શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ અધ્યાય આવૃત્તિ બીજી ૦—૩—૦
,, ( તૈયાર થાય છે ) બીજો અધ્યાય ૦—૩—૦
ચરોતર—યાત્રા પ્રસંગ—ચરોતરમા યાત્રા પ્રસંગે ગવાયલા રામાયણના પ્રસંગો તથા કીર્તનો ૦—૨—૬
મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાથી ચુંટેલા સુંદર પ્રસંગો ૦—૮—૦
મોક્ષવાણી તથા પત્રિકા સિવાય દરેક પુસ્તકનું પોસ્ટેજ મંગાવનારને શીર છે

**ઠેકાણું—મોક્ષમંદિર**
**હાજાપટેલની પોળ—અમદાવાદ.**

---

**અમદાવાદ**
જુની મુંબાઇ બેંકમા " એડવર્ડ પ્રીન્ટીંગ પ્રેસ " મા
**અંબાલાલ હરગોવીંદાસે છાપ્યો**